[ ૩ ]

ગૌતમને આબરૂ દી ઇસ માબદે[૨૪] કુહનકો,
સરમદને ઇસ જમી પર સદકે કિયા વતનકો,
અકબરને જામે- ઉલફત[૨૫] બખશા ઇસ અજુમનકો,
સીંચા લહૂસે અપને રાણાને ઇસ ચમનકો,
સબ સૂર-વીર અપને ઇસ ખાકમેં નેહા[૨૬] હૈ,
ટૂટે હુએ ખંડર હૈ યા ઉનકી હડ્ડીયાં હૈ

[ ૪ ]

દીનારો હરમે અબતક ઉનકા અસર અયા[૨૬] હૈ,
અપની રગોમે અબતક ઉનકા લહુ રવા હૈ,
અબતક અસરમે ડૂબા નાકૂસના[૨૭] ફોગા[૨૮] હૈ,
ફિરદૌસ ગોશ અબ તક કૈફિયત અ ન હૈ
કાશ્મીર સે અયા હૈ જન્નતકા રંગ અબ તક,
શૌકતસે બહ રહા હૈ દરિયાએ ગંગ અબતક

[ ૫ ]

અગલી સી તાજગી હૈ ફૂલોંમે ઔર ફલોંમે,
કરતે હૈ રક્સ અબતક તાઉસ જંગલો મે
અબતક વહી કડક હૈ બિજલી કે બાદલોમે,
પસ્તીસી આ ગઈ હૈ પર દિલકે હૌસલોમે
ગુલ શમઅ અંજુમન હૈ ગો અંજુમન વહી હૈ,
હુબ્બે વતન નહિ હૈ, ગોકે વતન વહી હૈ

---

૨૪ પુણ્યતીર્થ, ૨૫ પ્રેમનો પ્યાલો ૨૬ છુપાયેલા, ૨૭ શંખનો,

[ ૬ ]

બરસો સે હો રહા હૈ બરહમ સમા[૨૯] હમારા,
દુનિયા મે મિટ રહા હૈ નામો નિશાં હમારા;
કુછ કમ નહી અજલસે[૩૦] ખાબે-ગેરાં હમારા,
એક લાશ બેકફન હૈ હિન્દોસ્તાં હમારા;
ઇલ્મે હુનરકે ખજાને બરબાદ હો રહે હૈ,
જિલ્લત[૩૧] નસીબ વારીસ ગફલતમેં સો રહે હૈ.

[ ૭ ]

અય સૂર હુબ્બે કૌમી[૩૨] ઇસ ખ્વાબસે જગા દે,
ભૂલા હુઆ ફસાના[૩૩] કાનોંકો ફિર સુના દે;
મુરઝા તબિઅતોંકી - અફસુર્દગી[૩૪] મિટા દે,
ઉઠતે હુએ શરારે[૩૫] ઇસ રાખસે દિખા દે.
હુબ્બે વતન સમાયે આંખોમેં નૂર હોકર,
સરમેં ખુમાર હો કર દિલમેં સરૂર[૩૬] હોકર.

[ ૮ ]

શૈદાયે[૩૭] બોસ્તાંકો સરવો સમન[૩૮] મુબારક,
રંગીન તબિયતોંકો રંગે સુખન મુબારક;
બુલબુલકો ગુલ મુબારક ગુલકો ચમન મુબારક,
હમ બેકસોંકો અપના પ્યારા વતન મુબારક;

---

૨૯ ઈજ્જત, ૩૦ મોત, ૩૧ હલકા, ૩૨ દેશપ્રેમી ૩૩ કથા, ૩૪ ગમગીની, ૩૫ ચીનગારી ૩૬ આનંદ, ૩૭ ગાઢ પ્રેમી, ૩૮ વખત,

લગની હૈ મન કે ગુર્મા આખોંમેં ખાક ઇસકી,
હમકો હૈ પાક કરની તાગીર[૧] પાક ઇસકી. પ્યારા॰

મિટ્ટિને ઇસકી કયા કયા જગમેં હૈ ગુલ ખીલાયે,
ચુન ચુન કે ફૂલ જીસગે લોગો ને ઘર બનાયે. પ્યારા॰

યે રામ જી યહાં પર ઘનશ્યામ જી યહીં પર,
ઐસે મહાપુરષ હૈ ગુજરે ભલા કહીં પર? પ્યારા॰

બત્તીસ 'કોટિ' બચ્ચે હૈ ગોદ મેં ખિલાતા,
સબકો યહીં ખિલાતા સબકો યહીં પીલાતા. પ્યારા॰

ઇસકી હી રોશની હૈ ચહેરે પૈ જો ચમક હૈ,
હૈ હડ્ડિયોં મેં જેધાર[૨] ઇસકાહી તો નમક હૈ. પ્યારા॰

આદિમ[૩] ઇસકે હૈ હમ મખદૂમ[૪] હૈ ગેહ અપના,
પ્યારા વતન હમારા પ્યારા વતન હમારા.



૧ અસર ૨ રસા ,૩ ગુલામ ૪ આશિક.

# મરાઠી



## ૧. સખિ સ્વતંત્રતે !*

માંગ[1] કુઠેં પાહું[2] તુલા[3] સખિ સ્વતંત્રતે !
જનિં, વિજનીં માંગ કુઠે રમસિ સુવને !

ફિરવિ મલા[4] દાવિ દિશા,
કર મમ અન્નાન[5] દશા !
કર માઝ્યા વૃત્તિ [6]પિશા !
પરિ તૂ હો [7]માઝિ [8]એકદાં.

---

૧ કહેં; ૨ જોઉં; ૩ તને; ૪ મને; ૫ અન્ન વિનાની; ૬ દીવાની; ૭ મારી; ૮ એક વાર તો;

તુજ વિણ જગ શૂન્ય સકલ વિકલ ભાસતે.

તું મમ ધન ! તું ચ માન !
તું જીવન ! તું ચ પ્રાણ !
તવ સૂચિત મજ[૯] પ્રમાણ !
અજુન[૧૦] ફિરી અંત પાદગી.

હે પ્રસન્ન મજ પ્રણતા[૧૧] શીઘ્ર [૧૨]અભિમતે !

પ્રાણાદ્દન[૧૩] અધિક સત્ય,
સમ વિચાર, વચન, કૃત્ય,
પ્રભુ વિણ જગ લઘુ અનિત્ય,
તેથેં તું નિત્ય [૧૪]નાંદરી,

નેતે[૧૫] મજ તુજ સંગે રાહણ્યા તિથેં !

—રેવરંડ ટિળક.

---

૯ મને; ૧૦ હંમેશપણું; ૧૧ નમન કરતા મને; ૧૨ પ્રિય !
૧૩ પ્રાણથી; ૧૪ પગે છે; ૧૫ લોઈ જા.

## २. माझया जन्मभूमीचें नांव*

सृष्टी तुला वाहुनी[1] धन्य ! माते,
अशी[2] रूपसम्पन्न तूं [3]निरतुला:
तूं कामधेनु ! खरी कल्पवल्ली !
सदा लोभला लोक सारा तुला.
या वैभवाला तुझया पाहुनीयां,
मला स्फूर्ती नूत्सार्थ होते जरी;
सामर्थ्य नामीं[4] तुझया आर्यभूमी,
तसें[5] पाहिले मीं न कोठें तरी ! १

माते ! महात्मे तुझे, तत्त्ववेत्ते,
तुझे शूर योध्धे, तुझे सत्कवि,
श्रेणी ययाची, सदा माझिया [6]गो,
मना[7] पूजनीं [8]आपुल्या [9]वांकवी !
यांची यशें जया नम्रा सद्गुणांनां,
मला अर्पिती ध्येय ते गे [10]जरी;
सामर्थ्य नामीं तुझया आर्यभूमी,
तसें पाहिले मीं न कोठें तरी ! २

---

१ वंदन करीने; २ एवी; ३ अद्वितीय; ४ नामभां; ५ तेवुं;
६ हे ! ७ मनने; ८ पोताना; ९ नमावे छे; १० जो के;

તુઝ્યા મનોહર [11]સારસ્વતાંચ્યા,
મહાસાગરીંચા જરી મીન[12] મી,
ઝાલો[13] તરી[14] ગે તૃષા મન્મનાચી,
કધીહી[15] કધીહી ન હોણેં કમી !
[16]આઇ ! ગુરુસ્થાન અન્તીં જગાચેં,
તુઝે ! યાત[17] શંકા ન કાહીં જરી;
સામર્થ્ય નામી તુઝ્યા આર્યભૂમી,
તસેં પાહિલેં મીં ન કાહેં તરી !

વારા[18] તુઝ્યા સ્પર્શનેં શુદ્ધ ઝાલા,
મલા લાધલા ! ભાગ્ય હેં કેવઢેં;
માતે ! સ્વયેં દેશિ જેં અન્ન પાણી,
સુધા બાપુડી કાયશી ત્યા [19]પુઢેં.
તું બાળગીશી[20] મલા સ્કન્ધિં ઘેઇ !
સુખાચી ખરી હીચ[21] સીમા પુરી !
સામર્થ્ય નામી તુઝ્યા આર્યભૂમી,
તસે પાહિલેં મી ન કાહેં તરી ! ૪

—રેવરંડ ટિળક.

---

૧૧ સાહિત્યના; ૧૨ માછલું' ૧૩ થયો; ૧૪ તો પણ; ૧૫ ક્યારે ય, ૧૬ માતા ! ૧૭ એમાં; ૧૮ પવન; ૧૯ આગળ; ૨૦ ગોદે, ૨૧ આ

## ૩. ખરે પુઢારી*

---

ખરે પુઢારી [1]ક્યીં જન્મની હિન્દ મ્હણે[2] ઇશ્વરા !
માંગ રે આપા કરૂણાકરા ?

વીર્યવન્ત નર ઉદાર હૃદયેં, સત્વધીર જે ખરે,
મનાનેં સિદ્ધ વાણિને [3]કરે;

અધિકારાચ્યા મોહીં પડુની મેલે હોઉં [4]જની,
અશી નચ ભીતિ જ્યાંચ્યા મનીં,

અધિકારોદ્ભવ વિત્તરાશિલા વિકલે[5] જાઉં સ્વયેં,
કલ્પના અશી જ્યાંનાં ન યે;

અભિપ્રાય ગંભીર જ્યાંચે, નિશ્ચય જ્યાચા પુરા,
માનધન ! સય જ્યાંચી [6]ગિરા;

જનવંચક[7] વદની માયાબહુલોક્તિ લા.[8]
નચ ભીતિ કાઉલી[9] નિષેધિના ત્યાંજલા,
જાં નકો મુગુટ બહુરત્નીં ઝગારેલા,
પરિ આહે[10] કંટકમુગુટેં વિડંબિલેલે[11] શિરા,

---

૧ આગેવાન; ૨ કહે છે, ૩ હાથથી; ૪ જમમાં મૂઆ સમાન; ૫ પોતે વેચાઈ જઇએ, ૬ વાણી; ૭ ધુતારા; ૮ માયાથી ભરપૂર વાણીને, ૯ જરી; ૧૦ ગમે છે, ૧૧ પીડિત,

પુઢાગી યોગ્ય નાત્ર લા નશ !

ઉચ ઉંચ રવિમંડળ જ્યાંચ્યા વિભૂતિલા[૧૨] ભેટનેં,
શિંવના[૧૩] ધૂળ જગાચી જ્યેં;

મનાંત કિંવા જનાંત કિંવા વનાંત જે સારણે,
જગાંચે તેચ પુઢારી સણે !

બળેં[૧૪] ચંદવિલી ઘોડ્યાવરતી[૧૫] કળ સુલી [૧૬]બાહુલીં,
જોંવર[૧૭] પુઢાકાર[૧૮] પાવલીં ![૧૯]

મુઠીંત[૨૦] ધરૂની[૨૧] ધર્મ મૂઠભર પુઢતી[૨૨] સરસાવલીં !
- સ્વાર્થેં વૃથેંચ [૨૩]ભાંબાવલીં !

હીં[૨૪] ઉદાર ભારી સમર્થ [૨૫]ખેલાવયા !
પરિ કૃતી પાહતાં[૨૬] મનાંત ઉપજે દયા !
હીં બુબુક્ષિતેં જણું[૨૭] ભુતેંચ [૨૮]નાચાવયા !
પુઢેં પાવતી જોંવર તોંવર આશેચ્યા અંકુર,
દિસેના તિલપ્રાય [૨૯]આગરા !

---

૧૨ પ્રભાવ; ૧૩ આડતી નથી; ૧૪ પરાણે; ૧૫ ઘોડા ઉપર; ૧૬ કળવાળાં રમકડાં, ૧૭ જ્યાં સુધી; ૧૮ આગેવાની; ૧૯ મેળવતાં થયાં, ૨૦ મૂઠીમાં; ૨૧ ધરીને; ૨૨ આગળ ધરયાં; ૨૩ મૂઝાએલાં; ૨૪ એ રમકડાં; ૨૫ ખેલવામાં; ૨૬ જોઈને; ૨૭ જાણે કે; ૨૮ નાચવાગા; ૨૯ આશ્રય

## ૪. પુરે જાણુતાં મીચ માઝે બલ*

હા એક કક્ષેત[1] છાવા[2] ગજાયા,
કુછ માછ હા સિહ [3]કેકાવતો,
હા [4]જાહલા અર્ધમેલા[5] ભયાને,
લપોની[6] મહાવ્યાધ ડોકાવતો;
હેં પર્તાગે ઉભે ક્ષુદ્ર ધીડે,[7]
મહામાગ ચે પુરે [8]પદ્દવલ !
બોલા હવે તે, મલા કાય ત્યાચેં ?
પુરે જાણુતાં મીચ માઝે બલ.

ભૂગોલ હા મેન ઓટાંત[9] માઝયા,
નકો અન્તગાવા[10] તુઝી [11]ઘોરવી,
પાહીન એકે દિની મીચ મારે,
કુઠેં ઝાંકલેંસે[12] તુઝે તે ગર્વ !
ઠીં પંચમુતે મલા [13]શેવિણારીં,
ખરેં માગતોં મી ન સર્વાકુલ,
બોલા હવે તેં, મલા કાય ત્યાચેં ?
પુરે જાણુતાં મીચ માઝે બલ.

---

૧ બાજુ, ૨ હાથીનું બાળક; ૩ ગર્જે છે, ૪ થયો; ૫ અધમૂઓ, ૬ લપાઈને; ૭ પથરા; ૮ ખાબોચીઉં, ૯ આંગળી: ૧૦ આકાશ, ૧૧ મોગઈ; ૧૨ ઢાળ રાખેલો છે? ૧૩ સેવનાર,

મી ઈશ્વરાત્મા જગત્કારણાચ્યા,
ખરી હેતુચી પૂર્તતા[21] મંગલ !
બોલા હવે તેં, મલા કાય ત્યાચેં ?
પુરેં જાણતોં મીચ માઝેં બલ.

—રેવરંડ ટિળક.

---

## ૫. બ્રાહ્મણ કિંવા મહાર*

---

મી[1] બ્રાહ્મણ વા મહાર મી,
ગણીં ન કવણાલાચ[2] કમી.
યા સૃષ્ટીતિલ [3]દિવ્યપણ,
તેંચ[4] તેંચ હેં મનુજપણ:

માંગલ્યાચી હી [5]ઠેવ,
[6]હીસ્તવ દેઇન મી જીવ;
હિચ્યાહિ[7] [8]મોલા,

---

૨૧ પૂર્તિ.

૧ હું; ૨ કોઈને પણ, ૩ દિવ્યતા; ૪ તે જ; ૫ ભંડાર; ૬ આને માટે; ૭ આના; ૮ મૂલ્ય;

## ૬. રણશિંગ*

ગિરિવર માઝ્યા મી ચઢતોં,
શિંગ એકદાં ફુંકીતોં !
જા, જા ! પડ તિકડે [1]મનઈ !
કામ તુઝેં ગેધેં નાહીં.
સકલ ગુણાંહીં મહા નવેં,
હેં માઝે રણશિંગ [2]રહવેં !

સાબ્ધ બૈસલે,
થકલે, [3]નિજલે,
ભુલલે, [4]ગેલે,

અશી ઉઠનિવ તે ફિગ્નોં,
શિંગ એકદા ફુંકીનોં !

"નવયુગ ! નવયુગ ! નવયુગ હો !"
શિંગ ફેડિમેં દા [5]પટાહો !
યા રણવાદ્યા શરણ [6]ફિરિયા,
જા નાહીં તર મગ [7]નિઘા !

---

૧ શારદાઈ, ૨ ત્વેઈએ, ૩ સૂઈ ગએલા, ૪ મરી ગએલા, ૫ અવાજ, ૬ જાઓ, ૭ ચાલ્યા જાઓ,

નવયુગ આશે,
માઝે ગાયે,
મન્મન [૧૬]ધ્યાશે,

સ્વાધૂત જયગીતા ગાતો,
શિંગ એકદાં ફૂંકીતાં !

નવયુગ અર્પી [૧૭]નવેંપણ,
ધ ધે તેં અપુશેં કરેન;
હિનીક આશે મગ નિપુણ,
તજી [૧૮]જિંહિશવ વંગ પણ !

દેં ન દુઃખાયેં,
અમેય સબુયેં,
પરંતુ કવિયેં

આકૃતિ,[૧૯] તુજના ગગનવિનો !
શિંગ એકદાં ફૂંકીતાં !

—રેવરંડ ટિળક.

---

૧૬ સંતોષિત થશુ, ૧૭ નવીનતા, ૧૮ ધાર ધારીમ,
૧૯ આમેલું અવિશ્ય

## ૭. પ્રિયકર હિંદિસ્તાન !*

પ્રિયકર હિંદિસ્તાન ! અમુના પ્રિયકર હિંદિસ્તાન !
હા અમારા હો જગોબાલા ! યામ નમે ઉપમાન !

સર્વે સુખાની ખાણ અમુના ગર સુખાની ખાણ !
હે અભિમાનાગે, ગૌભાગ્ય ગે અમુના રત્ન નિધાન

હે જન્મભૂમિ ! હ તન મન ધન દે તુમા,
તર ઉપમાન ! ન મિલે કોઈ [1]તુમા !
હે હિંદમેં[2] આપન આનંદા અતિ દુખવા.

સુખકર તર ગે ધ્યાન, નિરંતર સુખકર નર ગે ધ્યાન !
હે જનનીયા, જે જનકયા, ગેનોય તુમ દી આન !

અમુના પ્રિયકર હિન્દુસ્તાન !

—કેવલ હિરાક.

---

૧ કોઈ, ૨ કેરા

## ૮. દેશભક્તાચે ઉદ્‌ગાર[*]

---

દુર્દૈવેં જરિ વાસ હા મજ [1]ઘડે યાં ઘોર કારાગૃહીં,
નિષ્ઠા ઈશપદીં અસે, મજ કધીં ચિંતા નસે અલ્પહી;
દેશપ્રીતિલતા જનૈકપમલિચેં [2]વાઢે ફુલે અંતરીં,
હા આનંદસુગંધ દિવ્ય પસરે સર્વત્ર પૃથ્વીવરી! ૧

પાષાણભિત્તિગૃહવાસ ન બંદિવાસ,
વા શૃંખલા કરિતિ બદ્ધ ન મન્મનાસ;
જ્યાચ્યા મનીં દૃઢ વસે નિજદેશભક્તિ,
વારે તયાં ન [3]લવલહી ખલનીતિભીતિ. ૨

હા સ્વતંત્ર જરિ દેહ [4]નસેલ,
નીચ લોક મજલા [5]છળતીલ,
હે સ્વતંત્ર મન જોવરિ [6]રાહે,
મી સ્વતંત્ર વર તોવરિ [7]આહેં. ૩

બદ્ધ હેં મન [8]મદીય કરાયા
કોણ રે! જન સમર્થ [9]જગીં યા?
તો સમર્થહિ નસે કલિકાલ,
હે સ્વતંત્ર મન સર્વહિ કાલ. ૪

---

૧ થાય; ૨ વધે છે, ૩ લેશ માત્ર; ૪ નહિ હોય; ૫ છળ કરશે, ૬ રહે છે; ૭ છું; ૮ મારું, ૯ જગમાં;

ક્રોધસ્વાર્થતટા, અપારૂપજલા, દુર્વૃત્તનીલોત્પલા,
ભેદગ્રાહવતી, કુનીતિવહની, દારિદ્ર્યવેલાકુલા;
માત્સર્ય—શ્રમ—દંભ—ઘોરમકરા,[૧૦] નાનાપદાવર્તિની,
[૧૧]ઐસા હી પરતંત્રતાવિષનદી માંગલ્યવિધ્વંસિની. ૫

કર્મજ્ઞાનતટા, સુપારૂપજલા, મદ્વૃત્તનીલોત્પલા,
શૌર્યગ્રાહવતી, સુનીતિવહની, સંપત્તિવેલાકુલા;
ધર્મોદાર્ય—વિવેક—ધીરમકરા, નાનાકલાવર્તિની,
હી સ્વાતંત્ર્યસુધાનદી સુવિમલા માંગલ્યસંવર્ધિની. ૬

—મલ્હાર ચિટણીસ.

---

## ૯. કવિ આણિ સ્વતંત્રતા*

---

કવિ— 'સ્વતંત્રતે! ગે! તવ જન્મ કોઠેં?
બાલે! મનોહારિણિ! બોલ માતેં!

સ્વતંત્રતા—" પ્રાણાંમધીં અર્પિતિ વીર જેથેં
દેશાર્થ, ઘેતેં નિજ જન્મ તેથેં "

૧૦ મગર; ૧૧ એવી

કવિ— 'સ્વતંત્રતે! હે લલિતે! નિવાસ
તુજ કુઇ તો? વદ યા જનાસ?'

સ્વતંત્રતા— "જ્યાં જ્યાં હદી ચચળ રક્ત [1]ખેલે[2]
તે તે નિવાસસ્થલ માત્ર [3]કહેલે" ૨

કવિ— 'સ્વતંત્રતે! કામિનિ! સર્વઆસ
સિદ્ધીસ નેહ[3] તવ કોણ ઈશ?'

સ્વતંત્રતા— "જો ને ત્વગે ઉન્નતિલા જગાસ,
તો કાલ ભાવી પુરવીલ[4] આસ." ૩

કવિ— 'સ્વતંત્રતે! માનિનિ! શક્તિમૂલ
તુઝે અમે ગેય કશાત? ઓપ?'

સ્વતંત્રતા— "જે જે પ્રજાપીડક લોકપાલ
દુષ્કર્મે ત્યાગે મમ શક્તિમય." ૪

કવિ— "સ્વતંત્રતે! નિર્ભય ચિત્ત કોઠે!
હે ચંચલે! ભીરૂ! રમે? [5]કથી તે?"

સ્વતંત્રતા— "જેથે તુરે ભેદ, વિરોધ ને.હે,
તેથે રમે નિર્ભય ચિત્ત ત્યાં! હું." ૫

---

* જુઓ પરિશિષ્ટ क અ મેજીનો અનુવાદ છે
૧. ખેલે, ૨ કરવું; ૩ લેઈ જાય છે, ૪ પૂરશે, ૫ કહે,
૬ રહેનો નથી,

કવિ— ' સ્વતંત્રતે ! ઓ ! તુજ ધન્યતા તો -
વાટેવ[૭] કલ્યાણિ ! 'કયી ' [૮]સ્વચિત્તેં ?'

સ્વતંત્રતા—"સામ્રાજ્ય બા ! હોઇશ શાંતતેયે, .
તેં પ્રાપ્ત તેવ્હાં પદ ધન્યતેયે." ૬

—મલ્હાર ચિરણીસ.



૭ સાચવે. ૮ ત્યાગ ચિત્તમાં

# ગુજરાતી



## ૧. જય જય ગરવી ગુજરાત !

---

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત;
દીપે અરુણું પરભાત,

ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુંબી, પ્રેમશૌર્ય અંકીત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સઉને, પ્રેમભક્તિની રીત–

ઊંચી તુજ સુન્દર જાત,
જય જય ગરવી ગુજરાત ! ૧

ઉત્તરમા અમ્બા માત,
પૂરવમા કાળી માત;
છે દક્ષિણ દિશામા કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ;
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમા સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત! ૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય;
વળી જોય સુભટના જુદ્ધરમણને, રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર—
સંપે સોંપે સહુ જાત;
જય જય ગરવી ગુજરાત! ૩

તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ;
તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ;
જય જય ગરવી ગુજરાત! ૪

—કવિ નર્મદ.

## ૨. ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત! (ધ્રુવ)

મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમ [૧]શીશ:
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ!
અમારી ગુણવંતી ગુજરાત!

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી[૨] [૩]અમોલ;
રસપુલકડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ!
અમારી ગુણવંતી ગુજરાત!

સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત!
અમારી ગુણવંતી ગુજરાત!

ઊંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ[૪] અંતર એકજ તારી છાંય!
અમારી ગુણવંતી ગુજરાત!

સર[૫] સરિતા રમઝટ અમીઝરણાં રત્નાકર ભરપૂર,
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝૂમી માત! રમે અમ [૬]ઉર!
અમારી ગુણવંતી ગુજરાત!

---

૧ માથાં, ૨ જેવી, ૩ અમૂલ્ય, ૪ હંમેશ, ૫ સરોવર, ૬ અંતર.

હિંદુ મુસલ્લમિન, પારસી, સર્વે માત ! અમે તુજ બાળ !
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !
અમારી ગુણવંતી ગુજરાત !

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દો અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જય જયકાર !
અમારી ગુણવંતી ગુજરાત !

—ખબરદાર.

---

## ૩. ગુજરાત

---

ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ !
અમારો ગુણિયલ ગુર્જર દેશઃ
કૃષ્ણ[૧]ચન્દ્રની કૌમુદી[૨] ઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશઃ
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો !

આર્યનું આઝસ્તીર્થ [૩]પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;

---

૧ અંધારીઆના-પાછલી રાતના, ૨ ચાંદની, ૩ સૂર્ય,

પ્રભુ છે એક, ભૂમિ છે એક,–
પિતા છે એક, માત છે એક,–
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો!

નથી [૧૮]રમી સમશેરોના દાવ,
નથી સમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજી ય પળાય;
એક ઇડરના વનકેસરીએ,
ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશોજ્જ્વલ;
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન [૧૯]નિષ્કામ. ધન્ય હો!

સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધનભર્યો [૨૦]શ્રીનગર સમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છના સાહસિક સન્તાન,
ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીરતીર જય સ્થાપી ગુર્જરી

---

૧૮ ખેલ્યાં ૧૯ કામ-ઇચ્છા રહિત, ૨૦ રાજનગર,

મંસ્થાનોની [21]વંશ;
મહાસાગરના પૃથ્વિવિશાળ,
સરોવર કીધાં ગુર્જરી બાળ. ધન્ય હો !

વનેવન લીલો [22]ઘટામોહાગ,
જગતનો દીપે શુ અમુલખ બાગ !
રુગળ્યાં જેને રમણભ્રગાર,
લતામંડપ સમ [23]ધર્માગાર;
ભાગ્નીએ કંઈ ફૂલવારો
અંજલિમાં શુ લીધ !
હિમદિશમ ફૂલહાર ઉતારી
દિલનાં [24]પરિમળ દીધ !
હિન્દમાતાની લાડિલી બાળ !
ગુર્જરી ! જય ! જય ! તવ ચિરકાળ ! ધન્ય હો !

— ન્હાનાલાલ.

---

૨૧ વાર, ૨૨ નોહામણી ધારા, ૨૩ દેવળ, ૨૪ સેરો.

## ૪. ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

જય જય મારા ગુર્જર વીરો !
આવો રંક, ફકીર, અમીરો ! આજે દિવસ ઉગ્યો [1]રળિયાત;
બોધ પ્રકાશ તણા ઝીલીને ઝગમગતી કરવી મ્હોલાત;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧

આજે લેશો શુ તમ સાથે ?
શૌર્ય જગે હૃદયે કે ગાથે ?—ને જ જતાં બૂંઠી તરવાર !
ફેંકી દો સહુ બૂંઠાં શસ્ત્રો સજો હૃદયનાં નવ હથિયાર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨

હોય વિલંબ હવે શો કાલો ?
ધપતા ધપતા આગળ ચાલો: [2]અમ રૂડી ઘુમતું છે આજ;
ધજા રૂડી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ !
એ ગુજરાત ! ઓ ગુજરાત ! ૩

નથી હૃદય ઓગી [4]અરિઓનાં નિજ હૃદયો કરવા પ્રભુઅંગ;
નથી વિજયના રંગ રુધિરમાં જ્યાં જન રક્ત ભરે [5]ઉરગંગ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૪

---

૧ રળિયાત થઈએ એવો—રળિયામણો, ૨ મોખરે, ૩ સોટી,
શ્મન, ૫ હૃદયરૂપી જંગમાં,

પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે ક્યાં ?
આકાશે અંધાર વહે ક્યાં, જ્યાં દિનકરનો[૬] થાય પ્રકાશ ?
જ્ઞાનદીપ[૭] ઝળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૫

મરદાની મુજ ગુર્જર વીરા !
કાર્યધુરંધર, શૂર અધીરા ! મુખ યૌવનનો ગર્વ પ્રતાપ;
અંગ રુધિર ઉછળે નભ[૮] અડતાં; ભર્યો હૈયાને દર્પ અમાપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૬

ભૂત[૯] બધું પાછળ છે મૂક્યું—
આજ ઉરે નવજીવન ફૂક્યું, દુનિયા સર્વે નવી દેખાય !
નવ આશે નવ ઉમંગે ધસવા આજે ચાહ[૧૦] અધીરી થાય;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૭

આપણ ગુણગરવા ગુજરાતી !
કૃપણધરા અદ્દભુત મદમાતી, ભારતયુદ્ધ જિતે ભડવીર;
સાહસ, શૌર્ય, અડગ શ્રમથી જે રણથળમાં[૧૨] ગાજે રણધીર;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૦

આવો નવરસના રઢિયાળા !
ગિરિગહ્વરમાં ભરી ઉછાળા કેસરિયાશું[૧૩] રમતા બાળ !
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડીના રખવાળ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૧

તીર્થે તીર્થે શુચિતા[૧૪] સ્થાપી :
ગરવી સાભ્રમતી ને તાપી, ભરે નર્મદા નવનવ નૂર;
ગુણી ગોમતી, સરસ્વતી ને દમણગંગાનું જળ શૂર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૨

છે અદ્દભુતતા એ કંઇ જૂદી !
પશ્ચિમ સાગરનાં જળ કૂદી ઉછળી ગગન કસે[૧૫] નિજ જોમ,
વિંધ્ય અને ગિરનાર દિશા બે ઊભી ઝાલે પડતું વ્યોમ !”
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૩

એવાં એ ગુર્જર સંતાનો !
હિંદુ, પારસી, મુસલમાનો, ખ્રિસ્તી, બૌદ્ધ કે જૈન ચહેલ[૧૬] !
ભુજશું ભુજ[૧૭] બીડીને આવો એક જ પ્રેમ તણી ઝીલો વેલ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૪

---

૧૨ રણ સ્થળમા, ૧૩ સિંહ સાથે ૧૪ પવિત્રતા, ૧૫ ની કસોટી કાઢે, ૧૬ ચાહે તે હો, ૧૭ હાથથી હાથ

અહો અડગ બાંધવ ટેકીલા !
દ્વેષ વિષે બનવું નવ [18]બ્હીલા, દ્વેષ કદી નવ આપે જીત;
અંતરરિપુનો[19] કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૫

દ્વેષે શું રહેશો અથડાયા ?
હજાર વર્ષતણી જડ માયા પડી હૃદયમાં છે પથરાઇ,
ઉકેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર[20] વધે ધુંધવાઇ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૬

લોચનના[21] પડદા દ્યો ખોલી !
ભૂત[22] બધાં ખાનાં ઉર ફોલી તેને પ્રથમ કરો બળહીન;
સ્વાત્મબળે ઓ ગુર્જર વીરા ! થવું આપણે છે સ્વાધીન !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૭

રહેવું શુદ્ધ વચન મન કર્મે :
સાર એ જ દીઠો સહુ ધર્મે, તો કયમ થઇએ પતિત નિદાન ?
પ્રેમ તહીં ધિક્કાર રહે નહિ : ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૮

એવા શુદ્ધ બનીને આવો !
પછી અડગ તમ પગ ઊઠાવો, હજાર હાથીનું ત્યાં જોર;
જયકુંકુમના પડશે પગલાં ડગલે ડગલે [23]ઠોરેઠોર :
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૧૯

---

૧૮ બીના, ૧૯ દેહ માંહીના શત્રુ, ૨૦ અજ્ઞાન રૂપી અંધકાર,
૨૧ આંખો, ૨૨ કામ, ક્રોધ, લોભ મોહરૂપી ભૂતો, ૨૩ ઠેરઠેર,

ઓ આ થાય બધે અજવાળાં !
ઉઘડયાં પુણ્ય પ્રભાત રસાળાં ! ઉઘડયાં ભાગ્ય ભલેરાં દેશ !
રણશિંગાં ફૂંકાય ફરી આ: કર્મવીર ! હઠશો નવ [24]લેશ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૦

સ્વપ્ન ફળે જુગજૂનાં આજે :
દેવ ફિરસ્તા ઉતરી રાચે, પયગંબર ને પીર અનેક;
સગાઇ સ્વર્ગ તણી ભૂલેલી દઢ બંધાશે ફરી વિશેક !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૧

કુંકુમથાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ, ભગિનીઓ સર્વ !
પડખે અમ ઉભીને રાખો ગરવી ગુજરાતણનો ગર્વ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૨

જય જય મારા ગુર્જર વીરા !
આજ અધીરા ઉરના ચીરા જીવનને જાણે નહિ [25]જોખ;
મરવું તો શૂરાને [26]ગરવું, કાયર ખોળે ઘરના ગોખ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૩

શ્વેત[27] ધજા ભારતમાં રોપો !
થાશે પુષ્પ વરસતી તોપો, શસ્ત્રો સહુ શણગાર સ્વરૂપ;
જગબંધુત્વ ભણી તમ દ્વારે દુનિયા થાશે નવીન અનૂપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ૨૪

---

૨૪ જરાય, ૨૫ લેખશે, ૨૬ ગૌરવભર્યું, ૨૭ (અહિંસાની) ધ્વજ.

ધન્ય ધન્ય મોહનની લીલા !
પુણ્યભર્યાં પ્રભુપાદ રસીલા ઘર ઘર ભરે નવીન પ્રભાત !
સત્વર વીરા ! પડો મોખરે, ગજવો જય જય ભારતમાત !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

—ખબરદાર.

---

## ૫. ગુર્જરી*

---

અવલોકો વિદેશી લોકો,
રોકો દૃષ્ટિ આ વગડામાં,
ના ભાળો, ના ભાળો,
ચાતુર ! ચાતક તરસ્યામાં
નવયૌવન કો નારી,
રહી લીલી સાડી ધારી,
ભાત ઇન્દ્રગોપ શી પાડી,
અષ્ટાદશ[1] વનસ્પતિની વાડી,
વિયત[2]રંગ વિહંગમ અનંત વદંત—અવલોકો૦

---

૧ અઢારભાર, ૨ આકાશ.

પરાધીન થઇ ટપવા રહેવા
        ટાલ પડે શિર શરમ ભરી !
                ભલું એથી મરવું—એ ભૂમિ.

ગુલામ કાફર કાયર પદવી
        હિન્દુ કાળા નામે ઠરી !
                ભલું એથી મરવું—એ ભૂમિ.

શકે ન કાંઇ કરી એ બાળક
        મરદમૂછ મુખ હજુ ન ખીલી !
                લાગે શા મ્હેણાં—એ ભૂમિ.

વણજામા[૪] ઉછર્યો તે કાલે
        ફૂલે બળેથી[૫] ઉકળી !
                લાગે શા કહેણાં—એ ભૂમિ.

નથી રાંકડા, નથી બાયલા
        નથી રહેવા નિત્ય દાસ [૬]સરજ્યા;
                કયમ ગાજી ન કહીએ !—એ ભૂમિ.

---

૧ બીજું, ૨ ક્યાં, ૩ ખાવા, ૪ બ્રિટિશ છત્રરૂપી છાયા. ૫ જરાથી, ૬ સરજાયા.

વણ શેરડી મરસ [૫]સાકર ક્યારે ?
મારી ભરત ભૂમિ—

નવપલ્લવ સ્થળ સ્થળ સોહે,
નવરંગી રમણી મનડાં મોહે,
જાણે વાડી [૬]વિશ્વભરની હોએ—
મારી ભરત ભૂમિ—

સાચે વિશ્વભરવાળી તું ઝાઝી,
સમૃદ્ધિ સ્વાભાવિક બધી [૭]સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,—
મારી ભરત ભૂમિ—

સ્ત્રીઓ પણ અબળા જે બાળી,
તેણે દેશભક્તિ [૮]સબળા દાખી,
ઇતિહાસજ છે એનો સાખી,—
મારી ભરત ભૂમિ—

તારાં કાર્ય ત્યારે યત્ને ભાળ્યાં,
[૯]મહાશિર નિર્મળ બુદ્ધિવાળાં,
અહા ! "દેવા કમાડે પડે ન તાળાં,"
મારી ભરત ભૂમિ—

---

૫ સાકર રૂપી રીસ, ૬ પ્રભુ, ૭ સાખી, ૮ સબળ ૯ બહુ ગીના

પતંજલિ, વાત્સાયન, આદિની
મોદ વાણી જ્યાં હજીએ ઉત્સુક કર્ણે નિત્ય પીવાયે,
અમ ભવ્ય ભરતભૂમિ આજે—
વર્ગની ધ્યાનલીન મુનિનું તપોવનજ અમ આજે !

[ ૩ ]

અમ ભવ્ય ભરતભૂમિ આજે—
વંદું પુણ્યભુવન અમ આજે,
બ્રહ્મવાદિની ગાર્ગી અરૂંધતી, મૈત્રેયી, સાવિત્રી સીતા સતી,
દમયંતી, દ્રૌપદી, તારામતી, કમલાવતી, દુર્ગાવતી, કુલવતી
સતીની શાશ્વત કીર્તિ ગાઈ જ્યાં કુલવધુ કૃતાર્થ થાયે,
અમ ભવ્ય ભરતભૂમિ આજે—
સરસ્વતીની લાડલી સખીનું પુણ્ય ભુવન અમ આજે !

[ ૪ ]

અમ ભવ્ય ભરતભૂમિ આજે—
વંદું વીર ક્ષેત્ર અમ આજે.
ભાર્ગવ, રાઘવ, ભીષ્મ, ભીમ ને દ્રોણ, કર્ણ અભિમન્યુ અર્જુન ને
મૌર્ય શકારિ, સિદ્ધરાજ ને હા હમીર ચહુઆણ તાજ તે
પૃથુ જયમલ પ્રતાપ આદિને
નામે અમર ઉઠે ઉર જ્યાં આર્યતણાં ઉમાહે,
અમ ભવ્ય ભરતભૂમિ આજે—
અત્ઝાતિ રસિક_વીરત્વનું વીર ક્ષેત્ર અમ આજે !

[ ૫ ]

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડી કાવ્યકુંજ અમ આએ,
રામાયણ ભારતના ઋષિ કવિ; કાળિદાસ ભવભૂતિ, ભારવિ,
દંડી, બાણ, જયદેવ, હાલ કવિ પ્રવરસેન, સુરચંદ, ચંદ રવિ,
તુલસી, પ્રેમાનંદ પુરા કવિ, ભારતેંદુ બંકિમ ત્રિપાઠી વળી
નવીન પ્રસાદી રસામૃતની જહિં અખૂટ અવનવી પાએ
અમ ભવ્ય ભરતભૂમિ આએ—
અમર કવીશ્વરની કોકામણિ કાવ્યકુંજ અમ આએ !

[ ૬ ]

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડી આર્ય માત અમ આએ,
ચરણ પખાળે જલધિ પ્રીતથી, ષડ્ઋતુ પૂજે પુષ્પ પત્રથી,
ભાનુ કરે ત્રણ કાળ આરતી, વાયુ વાગે ત્રિવિધ સદા ગતિ,
નિર્મળ નદીઓ લલિત લાસ્યથી મૃદુ મર્મર કલરવ-વિલાસથી
સુજશ દીસે દશ દિશ પ્રકાશતી,
પ્રેમતણો ઉપહાર અર્પી વળી જય જય જન ગાએ-
જય જય જય જન ગાએ,
અમ ભવ્ય ભારતભૂમિ આએ—
ભૂમંડળી મંડન જનનંદન ધન્ય માત અમ આએ !

—કેશવલાલ ધ્રુવ.

## ૯. માડીની ઝુંપડી

દુઃખિયાંનો વિસામો રે, માડી તારી ઝુંપડી,
રણુ વગડાનો છાયોરે આંધળીઆની લાકડી.
કુંજ નિકુંજે લચી [1]વહરી, [2]નિર્ઝરીઆં સંતાય,
[3]અમલ કમલ દલ પર પંખીડાં, બુલબુલીયાંને ગાય,
રઢિયાળી એ વાડીરે, [4]સોહવતી જે ઝુંપડી,
આજે ખાવા ધાની રે નિર્જન રણમાં ઝુંપડી—દુઃખિયાં.

ધર્મ કર્મ રસ કસ લુટાયા ઘર [5]ધરવખરી હીર,
છતી ગંતતિ મત્ત લુંટાયુ, ખેંચાયાં તુજ ચીર;
લુંટાતી ઓ માડી રે, ખાલી તારી ઝુંપડી,
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝુંપડી—દુઃખિયાં.

ધન ભરી ખેતર સુકનીઆ, દર પ્રેર્યો ચોપાસ,
રાતી વિજુની આંખડી દેખી પંખીડા પામે ત્રાસ,
તેને સોડે રહાતી[6] રે, માડી તારી ઝુંપડી,
પોપણીઆં શી પાતી રે, આછી ભડી રાખડી—દુઃખિયાં.

જન[7] વિંટયાં મિચાણે મનગા, અવશ પડ્યાં તુજ બાળ,
હામ ડયાંને હડધૂત કરીને રણુવગડે દે માર,

1 વેલી, 2 ઝરણા, 3 નિર્મળ 4 સોહામણી લાગતી, 5 રાચરચીલું, 6 સોડમાં ધાવતી, 7 પરદેશ,

[ ૫ ]

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડી કાવ્યકુંજ અમ આએ,
રામાયણ ભારતના ઋષિ કવિ; કાળિદાસ ભવભૂતિ, ભારવિ,
દંડી, બાણ, જયદેવ, હાલ કવિ પ્રવરસેન, સુરચંદ, ચંદ રવિ,
તુલસી, પ્રેમાનંદ પુગ કવિ, ભારતેંદુ અંતિમ ત્રિપાઠી વળી
નવીન પ્રસાદી રસામૃતની જહિં અખૂટ અવનવી પાયે
અમ ભવ્ય ભરતભૂમિ આએ–
અમર કવીશ્વરની કોડામણિ કાવ્યકુંજ અમ આએ !

[ ૬ ]

અમ ભવ્ય ભરતભૂમિ આએ—
વડી આર્ય માત અમ આએ,
ચરણ પખાળે જલધિ પ્રીતથી, ષડ્ઋતુ પૂજે પુષ્પ પત્રથી,
ભાનુ કરે ત્રણ કાળ આરતી, વાયુ વાગે ત્રિવિધ સદા ગતિ,
નિર્મળ નદીઓ લલિત લાસ્યથી મૃદુ મર્મર કલરવ–વિલાસથી
સુજશ દીસે દશ દિશ પ્રકાશતી,
પ્રેમતણો ઉપહાર અર્પી વળી જય જય જન ગાયે–
જય જય જય જન ગાયે,
આગ ભવ્ય ભરતભૂમિ આએ—
ભૂમંડળ મંડન જનનંદન ધન્ય માત અમ આએ !
—કેશવલાલ ધ્રુવ.

# ૯. માડીની ઝુંપડી

---

દુખિયાનો વિસામો રે, માડી તારી ઝુંપડી,
રણ વગડાનો છાયોરે આંધળાંઆની લાકડી.
કુંજ નિકુંજે લચી [1]વલ્લરી, [2]નિર્ઝરીઆં ગંતાય,
[3]અમલ કમલ દલ પર પંખીડા, બ્રહ્મવીનાને ગાય,
રિદ્ધિયાળી એ વાડીરે [4]સોહવતી જે ઝુંપડી,
આજે ખાના ધાની રે નિર્જન રણમા ઝુંપડી–દુખિયાં

ધર્મ કર્મ રસ કમ લુટાયા ઘર [5]ઘરવખરી હીર,
છતી મતતિ મત્ત લુટાયુ, ખેચાયાં તુજ ચીર,
લુટાતી ઓ માડી રે, ખાલી તારી ઝુંપડી,
ખાલી તોયે મ્હારી રે, માડી તારી ઝુંપડી—દુખિયાં.

ધન મચી ખેતર સુની‌આ, દન પ્રેર્યો ચોપાસ,
રાતી વિજુની આંખડી દેખી પંખીડા પામે ત્રાસ,
તેને સોડે રહાતી[6] રે, માડી તારી ઝુંપડી,
પોપશુીઆ શી પાતી રે, આ ડી ન્નડી ગજડી—દુખિયાં.

જ્ન[7]વિટપામિ ચાણે સત્તગા, અત્તવ પડમાં તુજ ગાળ,
રામ ઠવીને દડબૂત કરીને રણતગડે ? માગ,

---

૧ વેલી, ૨ ઝરણા, ૩ નિર્મળ ૪ સૌદામણી લાગે છે
૫ સાચરનીગુ, ૬ ગોડમા પાનતી ૭ પગેગ,

[૮]ઓઢે લેવા ધાતીરે, તેને માતા રાકડી,
શીગી છાંયે છાતી રે, માડી તારી ઝુંપડી—દુઃખિયાં.

કણુકણ કાજે [૯]વનવન વિઝે તુજ બાહુડાં પાંખ,
પણ સુખદુઃખનાં લ્હાણાં લેવા, ઠરતી તુજપર આંખ;
અંતે તુ મંથરતી રે માતા મ્હારી દુબળી,
પ્રભુનો પથ દાખવતીરે, માડી તારી ઝુંપડી—દુઃખિયાં.

તુંજ જીવન અમ તુ સર્વસ્વ, તુંજ [૧૦]સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તુ [૧૧]સુરલોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમિકા પાળીરે, રાજુગારીશુ ઝુંપડી —દુખિયાં.

—સ્વ. જીવાભાઈ પટેલ.

---

૮ ઓઢાણા, ૯ દેશ પરદેશ, ૧૦ અમૃત, ૧૧ દેવલોક

## ૧૦. ઓ ભરતભૂમિનાપહાડો !

ઓ ભરતભૂમિના પહાડો !
 તમ શિર પૂગ્યા આકાશ,
તમ જેવા જગમા બીજા
 નથી [1]ઉન્નત કો'ની પાસ !
છે પ્રૌઢ પ્રતાપ તમારો,
 તમ ભન્યજ છે ભડાર !
મુજ ભરતભૂમિનો જગમા
 વરતાવો જય જયકાર ! ૧

ઓ ભ તભૂમિની નદીઓ !
 તમ સદર ચિત્ર ચરિત્ર !
તમ જેવી જગમા બીજી
 નથી કોઈ પરમ પવિત્ર !
[2]સુગભીરી, ધીરી. તીરી,
 તમ પુણ્યકથા આવાર,
મુજ ભરતભૂમિનો જગમા
 વરતાવો જય જયકાર ! ૨

ઓ ભરતભૂમિના પુત્રો !
 મુજ દેશતણા નરરત્ન !

---

૧ ઉંચા શિર-શિખર, ૨ ગભીર ગતિએ વહેતી

જે ગયા મુજાની ધરણી
　　કરીને કંઈ લાખ પ્રયત્ન !
તમ શૌર્ય અને તમ પ્રીતિ
　　ભરજો વીરા સહુ ઠાર !
મુજ ભરતભૂમિનો જગમાં
　　વરતાવો જય જયકાર ! 3

—ખબરદાર.

## ૧૧. હિન્દ કીર્ત્તન

ઉષઃકાલ સમ ઉજ્જ્વલમંગલ
　　ઉષાખંડધર એકજ હિન્દ !

હિમશંગાધર, અરૂણતરૂણ
　　રસ ગૌરવગીર તપેશ્વર હિન્દ !

હિન્દ અહા આત્મજ્યોતીન્દ્ર તું !
　　પ્રતાપ રશ્મિ પુંજ રવીન્દ્ર !

પ્રચંડ જ્વાલા ઉગ્ર ઝળહળે—
　　રૈંગ રોમઃ પ્રિય સ્વદેશ હિન્દ !

સતીશ સમ ભવ્ય મહા નાયક
સ્વરૂપ મસ્ત પરમાત્મ પ્રફુલ્લ !

તુજસમ મંમારે જોગી ગણુ–
તેત્રીશકોટિ તું પર ફુલ !

હિન્દી મહારાષ્ટ્રીય સમાજે
ભક્ત સપૂત તુજ ભગવે ભેખ–

પ્રભુ રાજ્યનો પ્રોજ્જ્વલ ઝુંડો–
• ધરી ઝૂઝે જગ જોદ્ધ સુરેખ.

પૃથ્વીના પાર્થિવ ઈન્દુ તું
પુગી ઘૂમશે પૂર્ણ કલાપ,

મુક્ત ચારૂ ચન્દની ને ચન્દન
જગના હરશે કંઈ સંતાપ !

દેશદેશના સ્વરાજ્યપરવર્ગે
લોકહિતનો બનશે ઈન્દ્ર !

જગના જન ગજો તું રક્ષક
પ્રભુ પયગામે રહેશે હિન્દ !

—લલિત.

## ૧૨. એક દિન એવો આવશે

એક દિન એવો આવશે
જ્યારે અમીઝરણાં ઝરંતા પૃથ્વીનેય પલાળશે,
એક દિન એવો આવશે.

[1]કળિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજવીર્યથી ભૂમિભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક૦

રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સેગ પ્રતાપ ને,
હમિરાજ, ગોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે. એક૦

શિબિરાજ, ભગિરથરાજ સમ પરમાર્થજીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદ્રરાજને વિસરાવશે. એક૦

[2]પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યદેશ ઉદ્ધારશે. એક૦

આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક૦

આ દેહ કાચો [3]કુંભ આત્મા [4]નિત્ય દિવ્ય પ્રકાશશે,
દઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક૦

---

૧ કળીયુગ, ૨ પ્રભુ ચિન્તવનમાં લીન, ૩ ઘડો, ૪ અમર,

આ દુઃખ ને ભૂખના પડે પોકાર ચારે દિશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક૦

મરુ[5] દેશના જેવી ઉજ્જડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફળ પુષ્પથી લચી સુંદરી સમ એકલી અહીં મ્હાલશે. એક૦

અહીંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઈ [6]રાજ્યના શુદ્ધ ધર્મને શીખવાડશે. એક૦

પૂર્વે થયા ન્હોતા વળી સ્વપ્ને ન [7]તર્ક્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે એક૦

—મગનભાઈ પટેલ.

---

## ૧૩. જન્મભૂમિનું જય મંગળ

---

જય મંગળ પ્રિય જન્મભૂમિનુ ગજાવીએ:—
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય૦

જનની અંક ઝુલીએ, ઝનુની રંગ ઝીલીએ,
આત્મબળ ઉજાશથી બધું ઉજાળીએ— જય૦

---

૫ મારવાડ, ૬ રાજાઓના, ૭ કલ્પ્યા.

સત્ય અર્થ સમજ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા નુજાવીએ— જય૦

સત્યથી સચવાય [1]સ્વત્વ, સમજીએ થઈ પ્રવૃત્ત,
ઘુમીએ ઝઝુમી જગ તો મચાવીએ— જય૦

ભૂતળ ફેડી ફેંકીએ, ઉડી જડો ઉખેડીએ,
દોર ને દમામ દેશનો જમાવીએ— જય૦

સ્થિતિસમય સ્વીકારીએ, પ્રવૃત્તિપથ યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય૦

માત દીન દુખાય છે, સપુત[1] પીડા પિછાનીએ,
દુઃખ દિપાવીએ, ઉમંગને વધાવીએ— જય૦

દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્ત્તવ્ય કર્મ,
આત્મભાવથી બધુ પ્રભુમય પિછાનીએ— જય૦

—લલિત

---

૧ સમાન

કયા હશે હિમાલય જેવા ?
કયાં પુણ્ય પવિત્ર જલ [3]ગંગ ?
કયા મળે અલૌકિક એવા
બહુ દેશ તણા બહુ રંગ !
કયાં મુનિ ઇશ્વરજન બેશી
કરતા પ્રભું પંથ ઉપદેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
આ દિવ્ય અમારો દેશ ! ૩

કયાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા ?
કયા ગર્જ્યા અર્જુન ભીમ ?
કયાં રજપુતવીર ઝઝુમ્યા ?
બલ દાખવવા અસીમ !
રે ભૂલીયે તે રીતે શી,
અમ અંતરથી લવલેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
આ દિવ્ય અમારો દેશ ! ૪

નથી રે જીવવું [4]પર આશે,
છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે,
સ્વાર્થપનો છે ઉલ્લાસ;

---

૩ ગંગા, ૪ પારકી

કોઈ પુણ્ય પ્રભાજ પ્રવેશી,
        અહીં દે અમને ઉપદેશ—
અમે દેશી, દેશી, દેશી !
        આ દિવ્ય અમારો દેશ ! ૫

ધમ ધમ ધરણી ધ્રુજવીશું,
        અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું,
        દઈશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વસી ઉર, તે શી
        દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
        આ દિવ્ય અમારો દેશ ! ૬

—ખબરદાર.

## ૧૪. જનની સેવન

---

જનની સેવનનો મધુમધુરો[1] અવસર ક્યાં મળેરે,
અવસર ક્યાં મળેરે, જગજીવ્યું ફળેરે.
જનની૦

નવનિધ લાડે નિશદિન ઝુલવે,
ઉરહીર[2] પાતી હૈયે હુલવે,
અલ્પ સાટું પણ અમિત[3] ભારનું ક્યાં વળેરે;
જનની૦

પ્રભુપુર ગૌરવ વદને મલકે,
મંજુલ મોદક અન્તર ઝલકે,
નવનવ સાજે[4] શીખ[5] દે, સાને[6] પળે પળેરે;
જનની૦

ઉત્તમ શોણિત[7] જનની કાજે,
રેલાયે શું વધુ કે'વાશે,
કિસ્મત ક્યાંથી ભારતિ હિત કાયા ઢળેરે!
જનની૦

—વસંતવિનોદી.

---

૧ મધ જેવો મધુર, ૨ હૃદયનું, સત્વ-દૂધ. ૩ અસાધારણ
૪ સાજ સજી, ૫ શીખામણ. ૬ સાનવડે, ૭ લોહી.

## ૧૬. સ્વદેશભક્તિ

---

સ્વદેશની ભક્તિ રે, કે કોઈ વિરલા જાણે.
સ્વતંત્રતાના રસની રે,
    હેજત કોઈ પરમાણે.. .. ..ટેક.

* * * *

ત્રણે પદાર્થ છે દેશભક્તિમાં,
    ધર્મ અર્થ વળી કામ;
સ્વદેશભક્તને દેશની પ્રીતિ,—
    મોક્ષ એ, સુખ કેરૂં ધામ;
કે રૂચે નહિ બીજુ રે,
    મરત એ દેશ અભિમાને......સ્વદેશની૦

માટે સ્વદેશીઓ બધુ મારા,
    ધરી અંતર આ ઉપદેશ,
ભારતભૂમિ પામી ઉદય દિનોદિન,
    ઉજળી રહે હમેશ;
કે એમ કરો ઉદ્યમ રે,
    ચુકો ન ચોટ નિશાને... ..સ્વદેશની૦

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

## ૧૭. ભારતભૂમિનું જયકીર્ત્તન

મળી ભારત સંતાન, એકતાન મન પ્રાણ
ગાઓ ભારતના યશોગાન,
ભારતભૂમિ તુલ્ય નહિ કોઇ સ્થાન,
નહિં અદ્રિ[1] હિમાદ્રિ સમાન;
ફલવતી વસુમતી, સ્રોતસ્વતી પુણ્યવતી,
શતખંડ રત્નનું નિધાન,
ગાઓ ભારતનો જય!
જય ભારતનો જય!
ગાઓ ભારતનો જય!
શું ભય? શું ભય?
ગાઓ ભારતનો જય.
વિરયોનિ આ ભૂમિ વીરની જનની,
વ્યાપી રહી [2]અજ્ઞાનરજની,
સુગભીર એ તિમિર[3] કદિ નહિ રહે ચિર,
દેખા દેશે દીપ્ત દિનમણી.—ગાઓ.

રામભૂમિ,[4] કર્ણાટક, કુર્ગ, મધ્યપ્રાન્ત,
માલવ, સિન્ધ, [5]પંચનદીધામ;

---

૧ પહાડ, ૨ અજ્ઞાનરૂપી રાત્રિ, ૩ અંધકાર, ૪ અયોધ્યા,
૫ પંજાબ,

અંગ, મદ્ર,[6] ગુર્જરાષ્ટ્ર, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર,
બ્રહ્મદેશ ને રાજપુતસ્થાન —થાઓ

હિન્દુ જૈન, શિખ, બૌદ્ધ ખ્રિસ્તિ, મુસલમાન,
પારસીક, યાહુદી ને બ્રાહ્મ,
ભારતના સહુ પુત્ર, થઇ પરસ્પર મિત્ર,
ધારી ચિત્ત રાગના સમાન —થાઓ.

હિન્દભૂમિ દુઃખ ડુબી, દારિદ્રય વિસ્તાર,
સપતીર્થ કરી ઉગ્રવાર,
ઉઠી ઉઠી રે ઉત્સાહે માગી માગી પ્રભુ સાહે,
ધરી હસ્ત કરો રે ઉદ્ધાર. —થાઓ.

કેમ ડરો બીરૂ! કરો સાહસ આશ્રય,
યતો ધર્મસ્તતો જયઃ
છિન્નભિન્ન હીનમન[7] ઐકયથી પામશુ ભય
માતામુખ ઉજ્જવલ કર્યેથી શુ ભય ?—થાઓ.

—સ્વ. કૃષ્ણલાલ ભોળાનાથ

---

૬ મદ્રાસ, ૭ નિર્બળ

## ૧૮. કોની કોની છે ગુજરાત ?

કોની કોની છે ગુજરાત ?
પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વદ્યા;[1]
કોઈ રીતની તોપણ તે વળી આર્ય ધર્મને રાખી રહ્યા

તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત,
તેની તેની છે ગુજરાત.

વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટા કર્યા;
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઈ કર્યા.

તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત,
તેની તેની છે ગુજરાત.

નર્મદ કે' ગુજરાતી ભાઈઓ, માતને અર્થે સંપ ધરે;
પતે બંધન તોડી રણે સઉ ઝૂઝી જયસુખ જમે ભરે.

પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સઉની છે ગુજરાત;
તે તે સઉની છે ગુજરાત.

—કવિ નર્મદ.

---

૧ બોલે છે

## ૨૯. ભારતભૂમિનું જયગીત

---

ભારતભૂમિના શૂર પુત્ર તે રહ્યા અમે શું રડી રડી
રહ્યા અમે શું રડી રડી
ઝળહળતા ઉછળે બીજા ત્યાં રહ્યા અમે શું પડી પડી

શું ગયા રામ ને કૃષ્ણ અમારા વીરા
ભીમાર્જુન આદિ ગયા શું પાંડવ ધીરા
શું ગયા દ્રોણ ને કર્ણ ભીષ્મ ભડ [1]ગાજી
પૃથુ જયમલ સિદ્ધ પ્રતાપ અને શિવાજી
એ સહુ વીરોએ વરમાળી જ્યાં શૌર્યતણી ખુમ ઝડી ઝડી
શૌર્યતણી ખુમ ઝડી ઝડી
—ભારતભૂમિના.

ક્યાં ગંગા જમુના વળી બ્રહ્મપુત્રા તે
ક્યાં સિંધુ તાપી નર્મદા સાબરમતી ક્યાં તે
ક્યાં કૃષ્ણા ગોદાવરી અને કાવેરી
ક્યાં મહા નદી ને મહી વીરલી ઘણેરી
એ સર્વે નદીનું પૂર ઉછળતું ગયું હવે શું ચડી ચડી
ગયું હવે શું ચડી ચડી
—ભારતભૂમિના.

---

1 ગગન ગજાવનાર.

ક્યા ગયું [2]બ્રહ્મનું તેજ, શૌર્ય ક્ષત્રીનું
ક્યા ગઈ વૈશ્યની વૃત્તિ, થયું શું હીણું
શું ગયા ગર રજપૂત, ધરા ધ્રુજાવી
શું ગયા મરાઠા વીર આણ વરતાવી

એ સહુની હવે શું કથી કથીને વાતજ કરશું બડી બડી
વાતજ કરશું બડી બડી
—ભરતભૂમિના.

શી યુરોપ કેરી ધજા આજ ફરકાવે
શી [3]ઋદ્ધિ કરી છે આજ અમેરિકાએ
જાપાન મચ્યું શું આજ ધરા કંપાવી
જગ જોઇ રહ્યું છે શૌર્ય, કૌતુક દર્શાવી

ઓ અમે ત્યારે શું સુતા થાકી ખુબ પરસ્પર લડી લડી
ખુબ પરસ્પર લડી લડી
—ભરતભૂમિના.

શું હૃદય થયાં છે આજ ગત્ય કંઇ એવાં
લાગે ન [4]કટુ વચનબાણ, વજ્રનાં જેવાં
શું ગયું હવે ચૈતન્ય, જડત્વ સમાયું
શું દેશભક્તિનું પ્રેમઝરણ સુકાયું

રે વીર બંધુઓ એ [5]દીનપશબ્દો સુણીશું ક્યાંસુધી ખડી ખડી
સુણીશું ક્યાંસુધી ખડી ખડી
—ભરતભૂમિના.

૨ બ્રાહ્મણ; ૩ કૌતુક-કુતૂહલ; ૪ કડવાં ઝેર જેવા; ૫ દીનતા;

શુ પડીશુ નહિ મેદાન, શૌર્યથી ઘૂમવા
શત્રુને નાંખવા હેઠ, પાદરજ[૬] ચૂમવા
કેશરિયાં[૭] ધરીને અંગ ઉમંગ ઉમળકે
શુ ધુમીશુ નહિ રણમાંય રૂધિર ઉછળકે
શું બુઠ્ઠી થઇ તલવાર અમારી, ફરી ન થાશે ખડી ખડી
ફરી ન થાશે ખડી ખડી
—ભરતભૂમિના.

અમ હૃદય શૌર્યઅંગાર[૮] નથી હોલાયો
સમયે દાવાનળ અમો ઉલટશે ચાલ્યો
ભારતની ધજાની હેઠ અમે ઘૂમીશું
જયજયજયજય જયકાર રણે જ કરીશું
એ આશા અમારી જયગીતે ને જયડંકાએ જડી જડી
જયડંકાએ જડી જડી
—ભરતભૂમિના.

—ખબરદાર.

---

૬ પગ પરની ધૂળ ચાટવા. ૭ કેસુડામાંબોળેલાં વસ્ત્ર;
૮ શૌર્યનો અંગારો.

## ૨૦. ગુજરાતનો યજ્ઞકુંડ*

દુઃખમા શૂરા રે, ઓ ગુજરાતી વીરા!
આવો, પૂરા રે, ખમવા દુઃખના ચીરા!
કડકડ ફૂટે કોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે;
મગીઝળ જ્વાળા વ્યોમ જળાવે: ઉભા રહો દઢ વાટે!
દુઃખમાં શૂરા રે! ૧

નથી પડવુ યાહોમ કરીને આજે [1]અંધશૂરાનુ;
નથી અબળને દમવું: આ છે જડચૈતનનું લ્હાણું!
દુઃખમાં શૂરા રે! ૨

સત્ય જ પ્રભુના પ્રાણ અમારા, સત્ય જ અંગ અમારાં;
સત્ય જ રક્ત વહે અમ નસમાં, સત્ય જ ધન અમ ન્યારાં!
દુઃખમાં શૂરા રે! ૩

માયા સૌ ઘરબાર તજી ને સુખની ડાળી દફની;
આત્મશૌર્યનાં શ્વેત મઢ્યાં પટ, ના કાયરની કફની:
દુઃખમાં શૂરા રે! ૪

પાય પડ્યા, વિનવ્યા કંઇ કંઈ, શું હૃદયહીણને રટવું!
હવે પડ્યા રગડાવા રણ ત્યાં ના હટવું, ના હટવું!
દુઃખમાં શૂરા રે! ૫

૧ શૂરવીર પણ અંધ.

ભારતદુઃખ શિરે અમ લેતાં, હૈયાં કેમ ન ફૂલે?
ઓ ભારત ! નિધિ[૨] પાર ઉતરજો અમ શમ્મદગને પૂલે !

દુઃખમાં શૂરા રે ! ૬.

વાટે ઘાટે છાતી ફાટે, થાય સ્મશાની દુનિયા;
નવલેખ આંખે વ્યોમ[૩] રુવે પણ, પાછું જુએ ન મરણિયા !

દુઃખમા શૂરા રે ! ૭

એજ અલખની ધૂન અમારી, મૂંગે મુખ દુઃખ રહેવું:
બેડીની જડ જડતાં અરિ પણ આખર શેશે એવું:

દુઃખમાં શૂરા રે ! ૮

કીર્ત્તિ અમોલી ભારત કેરી આજ અમારે હાથે:
ઓ વીરા ! જગને ઝુલવતી આ ગરવી ગુજરાતે !

દુઃખમા શૂરા રે ! ૯

ધર્મક્ષેત્ર એ, કર્મક્ષેત્ર એ, એ રણક્ષેત્ર અનેરૂં !
જયજય કોને ભાગ્ય અદલ એ પુણ્ય જ ભારતકેરૂં ?

દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
ગાજો પૂરા રે મય પ્રેમરસધીરા ! ૧૦

—ખબરદાર.

---

૨ સમુદ્ર-દરિયો, ૩ આકાશ.

## ૨૧. ઓ હિન્દ !

ઝૂરી ઝૂરી હવે ક્યાં સૂધી જોવું !
ઓ હિન્દ ! ત્હારૂં અહિં દુઃખ શું રોવું ? ઝૂરી.

કળિમાં ખવાઇ તું શરરીર જાથી,
ઝર્પે જખમ તેમાં તું આ તણાઈ ! ઝૂરી. ૧

ઉંચ કુલિન ત્હારૂં નૂર અમીરી,
રે શું ધર્યો હવે હાલ ફકીરી ? ઝૂરી. ૨

સમણે તુ હાથ રે મૂકી શું ઝૂરે ?
હાલ આ ત્હારો હૃદય મુજ [1]ચૂરે ! ઝૂરી. ૩

દુઃખનું છવાયું છે વાદળ માથે,
રે કોણ હાથ ધરી રહે સાથે ? ઝૂરી. ૪

કોણ ઉદ્ધારે રે કોણ ઉગારે ?
આ દુઃખસાગરથી કોણ તારે ? ઝૂરી. ૫

આજ શૃંગાર સૌ તુજથી વછૂટ્યો,
પૂર્ણ વૈરાગ્ય નિરાશે શું [2]ચૂંટ્યો ! ઝૂરી. ૬

---

૧ ચૂરેચૂરા કરી નાંખે, ૨ પસંદ કર્યો.

ઓ માત! માત મુજ હિન્દ!
બની આજ કુભાગ્યે રંક!
તુજ પુત્ર કુછન્દી ઉડયા,
કર્તવ્ય—ધર્મને ચૂકયા;
તું પ્રેર અમોને, પ્રેર માત! કર્તવ્ય-વેદિમાં[૪] બળવા,
તું માત તણા ઉદ્ધાર કાજ નિજ પ્રાણ ચરણ તુજ ધરવા.

ઓ ભારતના સંતાન?
કયમ ભુલ્યા જાતિઅભિમાન?
કયમ સ્વાર્થ આપના શોધો?
કર્તવ્ય માર્ગ કયમ ચૂકો?
કંઇ રૂવે માનવી ક્રોડ દેશમાં, રંક બિચારાં ભૂખે,
કયમ ગમે ભોગ વિલાસ દેહના? સુખી ત્હમે નિજ સુખે.

કંઇ બાળ ભમે રડવડતાં,
ને ખુણે માનવી સડતાં;
કંઇ રૂવે રંક વિધવાઓ—
ને કરે ગેબી ...
તે પાપ, ગરીબી, વ્હેમ તણી,
એ જ્વાળા તણી વિકરાળ ભભકમાં

૪ [illegible]

ઓ હિન્દ! પુરાણી હિન્દ!
ઓ વિશ્વવન્દ્ય અમ હિન્દ!
તુજ રંક કર્મની રેખા,
કે પ્રભુ તુજપર રૂઠયા
રે ત્રિશ કોટિ તુજ તનુજ સામટા, મૂઢ ઉંઘે [૫]વિષપીને
રે દેખી અવદશા ત્હારી દયાયે, ઉર નેશ નવ જહેને

ઓ પ્રભુ! પાપી, અમ પાપી,
અમ મૂર્ખ, અમે હતભાગી,
કંઇ સ્વાર્થ નિજના શોધ્યા,
ને સાર્વજનિક હિત ખોયા
તે સર્વ પાપની હશે સજાઓ, સહુ ખુશીથી ખમીએ,
પણ રંક માતની પ્રભુ! અવદશા જોઇ અમે સહુ બળીએ

ઓ પ્રભુ! સજા બહુ કીની,
કંઇ કરો કોઇની અવધિ,
અમ કલહ, દ્વેષને કાપો,
નીચ સ્વાર્થ, ભીરુતા ટાળો
દ્યો સંપ, લક્ષ્મી ને વીર્ય, અમોને કરો પ્રતાપી પૂરા,
ને ખડખડ નિજ માત તણું જયગાન ગજવવા શૂરા

—નર્મદાશંકર બાલાશંકર

---

૫ ઝેરનું ઘેન ચડયું હોય તેમ

## ૨૪. સહુ ચલો ચલો ભારત સંતાનો*

સહુ ચલો ચલો ભારત સંતાનો દેવદુંદુભી ગાજે,
દેશ-યજ્ઞ-અગ્નિ કાજ ધપો પગ છે અણમૂલી આજે.

નવયુગ આજ મંડાયો,
અમ હિન્દ આજ ગંધાયો,
ધ્વજ વિજયતણો ફરકાવો,
હર્ષાશ્રુ ગંગ વહાવો–

એ પુણ્ય ગંગ પુનિત ઉદકમાં[1] જશે તણાયાં પાપો,
દૃઢ નિશ્ચયથી સ્વર પ્રચંડથી પોકારો હિન્દ હમારો.

વિનતી કરી કરીને થાક્યા,
વ્યાખ્યાને મંડપ ગજ્યા,
મહાસભા ભરી કંટાળ્યા,
બહુ પંચોથી[2] પરવાર્યા,

ઢંઢેરા લાંબા સુણ્યા,
કંઇ શબ્દછટાએ મોહ્યા,
ગર્જ્યાં પણ ના કદી વરસ્યા,
બહુ વરસે પારખ પામ્યા,

હવે હિન્દ સ્વાવલંબનપર છે મુસ્તાક હિમાલય જેવું,
દૃઢપ્રતિજ્ઞ થઇ કર્તવ્યારણાંગણ આપબળે ઝુઝનારૂં.

---

૧ પવિત્ર જળ, ૨ કમિશનો.

પૂર્વેનાં પ.પે ધોશુ,
કુરબાની કરી સોહીશું,
સહુ હિન્દી મરી ઝુઝીશું,
સહુ હિન્દી સાથ મરીશું,

હવે ભેદનીતિના ભોગ થઇશુ નહિ નહિ કો કાળે,
મરશું બન્ધુના હાથે પણ ના ત્રાહિત દોર જમાવે.

અહ ! પુનિત ગંગમ આજે,
ત્રિવેણી પુણ્ય પ્રભાતે,
સહુ "वंदेमातरम्" બોલો,
'अल्लाहो अकबर" બોલો,
"सत् श्री अकाल" બોલો,
જય ત્રિભુવનમાંહી ગજાવો,

છે જાન માલ કુરબાન અમારા હિન્દ માતને ચરણે,
બસ કહેવુ નથી, કરવાનુ હાવે બંધનમુક્ત થવાને.

રે ભાવીના સરદારો !
ના ના રે મુખ છુપાવો,
હા ! આર્ત નાદથી માત પુકારે દીન ઈમાન વિચારો,
ચડો રણે એ ધર્મયુદ્ધમાં હિન્દ હવે ઉદ્ધારો.

પંજાબ ખિલાફત દુઃખો,
ઘરઘરના આર્ત પુકારો,
શેં ભૂલીએ કારીજખમો ?
વિણ વાંકે વિંધ્યા સહસ્રો,
બન્ધુની રઝળી લાશો,
હજી મ્હાલે અહીં [3]શયતાનો,
રે ! દુઃશાસન[3] દુષ્કૃત્યો !
દ્રૌપદી[4]નાં ખેંચ્યાં વસ્ત્રો !
ધોળે દી અત્યાચારો,
શું ભૂલશે પાંડવ વીરો ?
ઓ ભીમ ! ગર્જ બલવીર્યથકી નિરાંતે કયમ બેસાય ?
શું દુઃશાસન[3] લ્હેર કરે પાંચાલી છૂટા કેશાય !

રે ! સર્પ સમાન ચલાવ્યા !
બાંધી બાંધી ફટકાવ્યા !
ધગતા અંગાર જલાવ્યા !
બંદિખાનાં ઉભરાવ્યાં !

---

3 બોસ્વર્થ સ્મીથ વગેરે. 4 મનીઆનવાલાની ઓરતો,

દુ ખસાગર ઉતરી ચાલો,
રે ! માત સીતા છોડાવા,
રઘુવીર કરે ટકર ગજી સામગ્રી સર્વે ચાલો,
ના સિદ્ધિ સાધનમા પણ સત્ત્વે, રાવણુને રગદોળો

નિજ ધર્મ સહુ વિચારો,
વ્રત ઐકય, સ્વદેશી સાધો,
રે અધમ દ્વેષ ધિક્કારો,
દિલ નાખો પ્રેમ ફુવારો,
બમ વિજય વિજય છે દૈવી યુદ્ધ–સચ્ચાઈ શાન્તિના શસ્ત્રો
છે અભયદાન આત્માર્પણ એ જગમંત્રી-નના મંત્રે.

—કલ્યાણજી.

## ૨૬. વીરની વિદાય

મ્હારા કેસરભીના[1] કન્થ હો !
 સિધાવો જી રણવાટ

આભ ઝૂકે, ધરણી ધમધમે, રાજ !
 ઘેરા ઘોરે શંખનાદ
દુંદુભિ બોલે મહારાજના, હો !
 સામન્તના વીરવાદ
 મ્હારા કેસરભીના કન્થ હો !

આંગણ રણધ્વજ રોપીઆ હો !
 કુંજર[2] ડોલે દ્વાર
બંદીજનોની બિરદાવલી હો !
 ગાજે ગઢ મોઝાર
 મ્હારા કેસરભીના કન્થ હો !

પુર પડે,[3] દેશ ડૂબતા હો !
 ડગમગતી મ્હોલાત
કીર્તિ કેરી કારમી, રાજ !
 એક અખંડિત ભાત
 મ્હારા કેસરભીના કન્થ હો !

---

૧ કેસરથી રંગભીના થયેલા ૨ હાથી, ૩ આવે

નાથ! મ્હારો રણઘેલો રે,
હું ઘેર નહીં ગૂંથીશ:
બખ્તર વજ્રની સાંકળી હો!
ભર રણમાં [૪]પોકારીશ:
મ્હારા કેસરભીના કન્થ હો!

સંગ લેશો તો આજ સજ્જ હો!
માથે ધરૂં રણમ્હોડ:
ખડ્ગને માડવ[૫] ખેલવાં,
મ્હારે રણઝીલવાના કોડ:
મ્હારા કેસરભીના કન્થ હો!

આવતાં ઝાલીશ બાણને હો!
ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફૂટે[૬] મ્હારા ઉરમાં, રાજ!
ઝીલીશ દુશ્મનદાવ:
મ્હારા કેસરભીના કન્થ હો!

એક વાટ રણવાસની રે,
બીજી વિશ્રામનવાટ:
ત્રીજી વાટ ગોપિજનની [૭]ઓસરીને,
હો! ગંગાસ્નાનનો ઘાટ:
મ્હારા કેસરભીના કન્થ હો!

૪ પોકારીશ, ૫ દરિયાનું નામ, ૬ ફૂટશે, ૭ ઓસરીની નીચી.

જયકલગીએ ઝગજો, પ્રીતમ !
    ભીંજશુ ફાગે ચીર
નહિ તો તીરને આશ્રમ મળશુ,
    હો ! સુરગંગાને[૮] તીર
    મ્હારા કેસરભીના કન્થ હો !

રાજમુગટ ! રણરાજવી ! હો !
    રણસેના ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ !
    વધાવો[૯] રણે, મહાવીર !
    મ્હારા કેસરભીના કન્થ હો !

—ન્હાનાલાલ

---

## ૨૭. શૂરા સામદ હો !

---

એક વાર મેદાન પડયા ત્યાં રડયા કે ઘુમતું ઘુમતું !
અંગત રંગિત ઉમંગથી શિરશત્રુ ઝઝુમતું ઝઝુમતું !
    શૂરા સામદ હો ! એકવાર૦

શત્રુ શાન્તિ સ્વદેશ સેવામાં મુરત[૧] ત્યાં કામની શી ?
પ્હેલ પેલો કરે, પ્હેલ બીજો કરો, એ આશા કામની શી ?
    શૂરા સામદ હો ! એકવાર૦

---

૮ દેવગંગા, ૯ ઝઝૂમો ૧ મુરવત,

હવે મુકયા ઘરબાર પછાડી, પ્રિયજન પાછળ મૂકયા;
જગત જંજાળથી આગળ ચાલ્યા, સ્વર્ગરણાંગણ [2]ઢુકયા !
શૂરા સામદ હો ! એકવાર૦

હાથીના દંતૂશળ ઉજ્જવળ નિકળ્યા શું પાછા પેસે ?
એકવાર પગ રોપ્યો રણે તે હઠિ શું અપજશ લેશે ?
ના, ના, શૂરા હો ! એકવાર૦

ભલે ભગીરથ–પ્રયત્ન કરવો ! ભારતરણ[3] ભલે તરવું !
રણયજ્ઞે આ દેહની આહુતિ દેઈ તે મરવું ઉગરવું !
શૂરા સામદ હો ! એકવાર૦

નક્ષત્રિય પૃથ્વી શા માટે પરશુરામે કીધી ?
તો અમ રૂધિરગળત હૈયાની મૈયાની લજ્જા લીધી !
શૂરા સામદ હો ! એકવાર૦

શું ન ઘુંઘાં ? નથિ રે'સ્યાં આપણાં કૂમળા બન્ધુ બિચારાં !
બ્હેમપત્રનં એ લોહીનો તરસ્યો ભલે ન માંજ મવારા !
શૂરા સામદ હો ! એકવાર૦

બ્રહ્મ થવા કૌશિક શું ? "સૌ સરખા [4]લહેવાવા" !
ગૌતમ બુદ્ધ ધુમ્યા હરિ ત્યારે ધુમે ન ભુમિ છોડાવા ?
શૂરા સામદ હો ! એકવાર૦

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

૨ ની સગોલગ આવ્યા, ૩ ભારતરૂપી રણક્ષેત્ર ૪ લેખાવા.

## ૨૮. રણે વિદાય

હણહણતો હય બારણે, વીરા ! પેંગડે પાય ધરો જી !
પેંગડે પાય ધરો જી, વીરા ! મુહૂર્ત સમો આ ખરો જી !–
આંખમાં અંજન રણરસરંજન, ગુંજો યુદ્ધગીતોનાં;
વંકી વાંકી પ્હેરી પાઘ પીળી આ, વિંધશો નેણ જનોનાં !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૧

તાણી તાણી આ મૂછ છે મરડી, ફરકી રહ્યા હોઠ રાતા:
વારે વારે મુખ મારે ખુંખારા, ને તડપી રહ્યા પગ તાતા !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૨

ડગડ ડગડ ડમભર દોડી, ખુબ ખુંદો રણ [1]ખાંતે:
ચહુદિશ[2] અસિ ચમકાવી બતાવો શૂરપણું ક્ષણમાં તે !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૩

વીરપિતાના વીરછૈયા તે ચૂકશે કેમ આ લ્હાડો ?
વીરરંગે રણકુંજ ઘુમીને વીરનાં ફુલ[3] ઉડાડો !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૪

ભારતમાત ઉભી ઉંબરામાં આશિષ દે શુભ આજે:
હણહણતો હય વીર ! ચઢો આ, જયજય દુંદુભિ વાજે !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૫

—ખબરદાર.

---

૧ હોંશે  ૨ ચારે દિશાઓમાં  ૩ શત્રુઓના માથારૂપી ફુલ.

## ૩૦. જય સ્વદેશ ! જય સ્વરાજ્ય ! *

જય સ્વદેશ !
જય સ્વરાજ્ય !
જય સ્વતન્તતાનુ તાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

બની સુધીર હિન્દબાળ !
હૃદ ઉમંગથી પુકાર—
વહી ઉર દેશદાઝ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

હિન્દને સ્વરાજ્ય રામ !
હિન્દબાલ હૃદય હામ !
દે સ્વતન્ત્રતાનુ તાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

નૂતન વર્ષ હર્ષ સાથ !
દે સ્વરાજ્ય સિદ્ધિનાથ !
આપ એ અમોલુ રાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

અર્પુ દેહ દેશ કાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

—નાગરદાસ પટેલ.

---

* જુઓ પરિશિષ્ટ ક

તમ જ્વલન્ત જીવનજ્યોતિ, દીપે મર્દોની હીરઃ
એ દૈવી શક્તિયોથી, તોડો જનની-જંજીરઃ
ને કૂખ, કુળ, નરદેહ દીપાવો કાળ હઠાવીનેયઃ
ગજવી હર હર મહાદેવ.

સમરાંગણની શરણાઇ, રગ રગમાં પૂરે શૂરઃ
ધસમસતાં ધાઇ ધાઇ, કો અકળિ[7]. અંતર પૂરઃ
સૌ જંગપડી રણરંગ રાખતાં સજ્જે[8] ત્રિવિધ[9] ભવ શ્રેયઃ
ગજી હર હર મહાદેવ.

વીર! મરી મૃત્યુ દીપાવો, ફરી જીવાય તો જશ સાથઃ
વીર! મરી જીવન્ત બનાવો, જીવતાં મુડદાં કંઇ લાખઃ
યદિ! સ્વર્ગ સંચર્યા સેનાનીની ન્હાય અમરગણ[10] સેવ!
ગજવો હર હર મહાદેવ.

—કેશવ હ. શેઠ.

---

૭ કળાય નહિ તેવાં, ૮ સાધે ૯ ત્રણે, ૧૦ દેવલોક.

## ૩૨. સ્વતંત્રતાના સૈનિકોને*

---

હો સ્વતંત્રતાના સૈનિકો ! સૌ સજી વીર શણગાર,
રણધીર વીરોનાં ગીતો ગૂંથી જીવનને તાર;
ધ્વજ સ્વરાજ્યનો ત્રિરંગી ફરકાવો દ્વારેદ્વાર.
ધપી રણભોમ !
કરી યાહોમ !
ગજવી અર્જુન-ટંકાર:
તુમુલ જંગ જીતી, ભારતનો વર્તાવો જયકાર.

હાકલ વાગી કુરૂક્ષેત્રે, ને ડોલી રહી દિક્પાળ,
અંગાર ઝરે ભૂમિનેત્રે, ચડી રમ રંગ વિગ્રહજ્વાળ,
સ્વાર્પણથી ભોમ સુહાવો ધોળી પી કરાળ કાળ
ને થાઓ અમર !
એ મ્હાઓ વીર–નર !
વીર ! કરો સફળ અવતાર:
ધર્મ જંગ જીતી, ભારતનો વર્તાવો જયકાર.

ડંકો સુણીને ધસતા, તજી સમાધિ, સંતો બ્હાર,
વનરાજ વનેવન વસતા, યદિ ! ભજે ધૃત્વી ઢાળ;
ભીમ ભીષ્મતણા રણહાકતા શા રજનીના તોખાર:

સૈનિક શૂર
આત્મિક નૂર,
દીપાવ્યા આચાર
જીવનયુદ્ધ જીતી, ભારતનો વર્તાવો જયકાર.

વાગ્યા અમૃત ચોઘડીઆ, જાગ્યા દૈવી રણકાર,
ધિમકીટ્ ધિમકીટ્ ગગડીઆ, રણવાદ્ય દૈવી દરબાર,
ધમધમતી ધરતી ઝીલે, કેસરીઆના ભણકાર

ભડ બ્હાદૂર!
ઉછળ્યાં પૂર
ઉઘડ્યાં યુદ્ધ–સત્વાર.
દિવ્ય જગ જીતી, ભારતનો વર્તાવો જયકાર.

રણ રામ–કૃષ્ણ વિરાજી, શો ભરે તેજ ચમકાર!
વીર પ્રતાપ ને શિવાજી, દે પૂર્વજ વ્રત અધિકાર,
હિમાચલ નિશ્ચલતા દઈ, રેલાવે અમૃતધાર

અ સ હ કા ર—
ને હથિયાર,
ખડા ગાંધી સરદાર
દમનજગ જીતી, ભારતનો વર્તાવો જયકાર.

જનનીના સપૂત સાચા, નિજ ઉતારવા ઋણ ભાર,
ખપતા પડશો મા પાછા, જો ચાહો પુનરોદ્ધાર,

ધન્ય હોમાંનું રણપન્તે, કુલ કુટુમ્બ સહ પરિવારઃ
ફૂલ ને ફાલ,
દેવ દયાળ,
વધાવવા તૈયારઃ
જયપેરી ઉભી અનુરાગે, સમર્પવા જયમાળ.

—કેશવ હ. શેઠ.

---

## ૩૩. ચલો !

---

ચલો, શૂરવીર ! ચલો જઈએ, સુભટનો પરાક્રમ સાધીએ. ૧
સુણો, સતા કેસરી જાગે, કે રણનાં રણશીંગડાં વાગે. ૨
ઉડ્યા સ્થળ સ્થળ ક્ષત્રીય જોધા, શ્રીકૃષ્ણે વરદ[1] શંખ વાયા. ૩
વીરોએ શસ્ત્રાસ્ત્ર લીધાં, કે ભીષ્મે સિંહનાદ કીધા. ૪
ચડ્યા રણરથે રાય રાણા, મહાભારત યજ્ઞ મંડાણાં. ૫
અહો ! જગની દાઝ વાગે, જગતના શરીરો જાગે. ૬
ઉભી જો ! સહુનિ વરમાળા, અમરને[2] દ્વાર અમરમાળા. ૭
ચલો ઝટ, ચલો, વીર બાંકા ! અમરમારગ દો રણડંકા. ૮

—ન્હાનાલાલ.

---

૧. વરદ-ઉત્તમ દેનાર, ૨ સ્વર્ગ.

## ૩૪. રણનો મારગ*

રણનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને!
પરથમ પહેલું મસ્તક મૂકી, રાખે વીરનું નામ જોને!

સુત વીત દારા શિર સમરપે, તે અમૃતરસ પીતા જોને!
જીવનભોગ બળે જોદ્ધાઓ, જગ પડીને જીત્યા જોને!

મરણ મોખરે થરથર કંપે દિલની દુગ્ધા વામે જોને!
તીરે ઉભા જુએ તમાશો, ને કોડી નથ પામે જોને!

દેશદાઝની જે ઉર જ્વાલા, તે ભડ ક્યાંથી ભાગે જોને!
રણે ચડ્યા તે મુક્તિ પામે, દેખનારા દાઝે જોને!

માથા સાટે મોંઘી વસ્તુ, માંપડની નહિ સ્હેલ જોને!
મહાપદ પામ્યા તે મરજીવા[1], મૂકી મનનો મેલ જોને!

રણવાજાં વાગે ને સાચા વીર પડે મયદાન જોને!
ખડા મોરચે પડે ન પાછા, ચૂકે નહિ નિશાન જોને!

એવો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને!
રણધીરનો એ ધર્મપુરાણો, કાયર જીવ્યુ હરામ જોને!

—કેશવ હ. શેઠ.

---

૧ શહીદ.

ઉચ્ચ સ્વરે લેઇને તાનઃ
ઓ મારા પ્રિય દેશ મહાન !

પરમ પિતા સ્વાતંત્ર્ય વિધાતા;
નૃપાધિ રાજા, હે સુખદાતા !

મેળવી તુજથી બળ વિશ્વેશ,[૩]
જુગ જુગ જીવો અમારો દેશ.
પામો સુખ, શાન્તિ સન્માન;
ઓ મારા પ્રિય દેશ મહાન !

—સીતારામ શર્મા.

---

૩ પ્રભુ

## ૩૬. ગુજરાતનું ભાવી ગૌરવ

સુણ, ગરવી ગુજરાત, વાત કંઇ કહું હું કાનમાં;
સમજુ છે તું સુજાત, સમજશે સહજ સાનમાં.
વસ્તી વસુ[1] સુખ તને, વળી વેપાર વણજનું;
જ્ઞાન ધર્મે પણ સુખી, દુઃખ નહિ અધિક કરજનું.

નથી તેમ તું રહિત અન્ય મોટા સદ્‌ગુણથી—
વધો નામના હજી, વડિલ આર્યોના પુણ્યથી.
પણ ક્યાં બુદ્ધિ વિશાળ, કવિ-ઋષિ વીર ગયા ક્યાં?
રણ ગજવે, રંગભૂમિ-મર્દ એ સ્થિર થયા ક્યાં?

પાડી દેહ પવિત્ર, ગયા ક્યાં રક્ષક એવા?
ક્યાં તે સ્વદેશ દાઝ? પ્રજા રાજાની સેવા?
મહત્ પુત્ર ક્યાં ગયા, માત તુજ ઊંચા કુળના?—
છોને નિપજ્યા બીજા ઘણાએ ઓછા મુલના.

ક્યાં પ્રાચીન ચાતુર્ય? અમલતા ક્યા રે તારી?—
ગૌતમ નરની નાર, જાણ્યુ શું વશ[2] વધારી?
પુત્ર જણ્યા બહુ પેર, જણ્યા પણ જોગવિયા નહિ;
સુખ સ્વપ્ને દીઠેલ જાગિ તેં ભોગવિયાં નહિ.

---

૧ પૈસાનું ૨ સંતતિની સંખ્યા,

છ્યાસિ લાખ નિજ પ્રજા છતા વંઝા રંડાણી—
આર્યપુત્રી અનુપમા, હિંદ સુંદરિ હિંદવાણી.
બેડિ પનોતી, હાય ! દુર્દશા આખે દેશે;
જ્યાં જોઉં ત્યાં સ્વાર્થ, ભટકનો ભિન ભિન વેશે.

ન મળે શૌર્ય ઉમંગ, આર્ય અભિમાન કશું રે;
દેશદાઝ વગુ પડી, પરાધિન પ્રજા પશુ રે.
ત્રણ સૈકા વહિ ગયા વશ પડી રહી બીજાને;
જતા આવતા સર્વ યવનની આણ તુ માને.

હાય ! કેમ જીવાય, પરાશ્રિન એ સ્થિતિમાં ?
છુટી પડે[3] અવતાર, ગુલામી રેંગીતીમાં.
માડી ! ઉઠ, કર જોડ, ક્ષમા માગી લે વ્હાલી;
કર્તવ્યે પડ બ્હાર, હિંદમાં સહુથી પ્હેલી.

રજપુત વીર જગાડ, રાજ્યકર્તા કર માયા;
બ્રહ્મગાળ વિદ્વાન, જ્ઞાન જિજ્ઞાસુ [4]જાચા...
દેશ દેશ વગડાવ, શંખ તુજ સ્વાધિનતાનો;
ગવે ઐક્યતા ભજન, પરાજય કરિ ભિનતાનો.

પિટવ દાંડિ પરમાર્થ સ્વાર્થ સંહારી માડી;
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ધાડી.
ઉતરે પનોતી હવાં, વખત આવે છે સારા;
તત્પર થા, ગુજરાત, હક્ક ભોગવવા તારા.

---

૩ એળે જાય, ૪ જાચક-ભિક્ષુક,

ગઇ ગુર્જરી જા ભુલી, શોક તેના શા કરવા ?
મરતાં મઇ તું બચી, વળી કાં સુખે મરવા ?
તજ મિથ્યા કલ્પાંત, કામ દેડે ધર ગાતા;
કર સજ્જિવન નિજ વતન, શિર ઉપર છે સુખદાતા.

પૂર્વ જન્મનાં પાપ, નર્મદા જળ શુદ્ધ કરશે,
નવીન જન્મ શરીર થશે એ .બોજો ભરશે;
હું ક્યાં જોવા રહું, નવીન એ જન્મજ તારો ?
માતા દુઃખ મુઝવણે ગાળિ નાખ્યો જન્મારો.

હશે: ન ગુજ મન દુઃખ વિશેષે ખેદ વિશેનું:
અર્પિ દઉં સો જન્મ, એવું મા તુજ હેતુનું.
મો આપું સર્વ એક, ગદ્ય આપું એકે;
ગુર્જર દેશ ફરી જોઉં, દીપતો ગત્ય વિવેકે.

પણ તે દિન હજિ દૂર, નથી મારા ભાગમાં—
ગોરે જ્હેલે ભલે, જોમ પડતાં મારામાં.[*]
નમન દાસ, ગુજરાત, માત ! આ મથામ છેલ્લી:
સફળ થજે આશીશ, બાપ પુત્રે આપેલી.

--મલબારી.

---

* મેવા ૧૧.

## ૩૭. હિંદનું ભવિષ્ય

માજી હવે ઉજળી થાશે ગત અંધારી આથમી રે લોલ,
વ્હાણલાં વાશે થાશે પ્રભાત દુઃખડાં જાશે શમી રે લોલ.
માજી તારા ઘાયલ પુત સપુત સુનેલા જાગશે રે લોલ,
માજી થશે ઝાઝો ઝંપાપાત જાતસુખ ત્યાગશે રે લોલ.

જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ.
વરસશે સ્વાતિના[1] વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી એ છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.

જાગશે રામ વિનાના રામ ગર્વગંજન[2] થશે રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર[3] અધમ ઉદ્ધારશે રે લોલ.
જાગશે કર્ણાર્જુન થઇ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પગ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં[4] રે લોલ.
જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રૂજાવશે રે લોલ,
જીતશે કુડકપટના ખેલ કુડ સૌ ધૂળ થશે રે લોલ.

---

૧ નક્ષત્રનું નામ, ૨ ગર્વથી ગાજરી-ખોંખારશે, ૩ કૃષ્ણ,
૪ અપવાસ પછીનું ભોજન,

માડી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માડી તારા દુધમલ પીશે દુધ દુધ દીપાવશે રે લોલ.
મંદ મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશે રે લોલ,
માડી જશે રોગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ

ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારેક કલ્પતરૂનો[5] પાક કણુના કણશી થશે રે લોલ.
માડી એવા મોં માંગ્યા વરસાદ કુંદનના[6] વરસશે રે લોલ,
આવની માગિયાની ઝોળ રતનચોક[7] રેલા જશે રે લોલ.

માડી તારો ભાગ્ય-સવિતા ભર્ગ[8] મિયનો ચડતો જશે રે લોલ,
પ્રભુના શરદપૂનમના ચંદ્ર સમો ગમ્ય સ્થંભી જશે રે લોલ.
માડી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખા થશે રે લોલ,
માડી તારો જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.

—વિહારી.

---

૫ કલ્પવૃક્ષ-મનમાન્યો, ૬ સોનાના, ૭ રત્નોથી ભરેલો ચોક, ૮ પ્રકાશ

## ૩૮. હિંદનો ઉષઃકાળ

ઊઠ તું, ઊઠ તું, હિંદ જો પૂર્વમાં;
ખંગના ભાગનો રંગ લાગ્યો,
અરુણ ઉદય થયો રંગ બદલી ગયો;
ઘોર અંધારનો તોર ભાગ્યો. ટેક

આશા[1] પીળી થઇ, રાત તો વહી ગઇ,
ખિન્ન ચકોર ને ચંદ્ર ભાસે;
ઉડુ સંતાય છે, ઘૂક ગભરાય છે,
પાણીનાં પોયણાં વિરહે[2] ત્રાસે ઊઠ તું૦

હંસ જો જાગીયા, કામમાં લાગીયા,
જગ જાપાનમાં જો મચાવે;
પેખ ઉદય ગિરિ, દૃષ્ટિ ઉંચી કરી,
સૂર્ય ધીમે, ધીમે આમ આવે. ઊઠ તું૦

—નાગેશ્વર જેષ્ઠારામ.

---

૧ પૂર્વદિશા, ૨ ચન્દ્રના વિયોગ વિરહથી

## ૪૦. ગુર્જરી સ્તવન

શીળી રાતમા રે લોલ, રમીએ મહિયર સૌ સાથમારે લોલ.
રમત વાટમા રે લોલ, ફરીએ સહિયર નીતિ સાથમાંરે લોલ.
શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ.

હર્ષે આજે આંખડી રેલી મીઠા સૂર;
નૌતમ સ્નેહે ઉજળીએ[1] ઉત્તમ ગુર્જરી નૂર.

સખી ! વિશ્વની શી વાડી હિન્દ માવડી રે લોલ !
ભલી હિન્દની રસીક ભૂમિ ગુર્જરી રે લોલ !
રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ !

મખી ! ગુર્જરી વિલાસવાડી આપણી રે લોલ !
શીળી રાતમાં રે-૦

હૃદયતણા પણ હૃદયથી નમીએ સૌ જગરાય;[2]
જન્મ દીધો આ ભૂમિમાં કુદરત જ્યાં છલકાય.

તીણું[3] ગાતી મીઠી નદિયો ત્યાં શી રમે રે લોલ !
પૂરાં ખીલી ઝુલી[4] ખેતરાં ધીરાં હસે રે લોલ !

---

૧ ઉજળીએ-ચમકાવીએ, ૨ જગતના રાજા-પ્રભુ, ૩ સારીક, ૪ પાકના બોજથી ઝુલી,

વિવિધ રમ્ય નગર રૂડાં ફળ ફૂલ છે રે લોલ !
સખી ! મધુરકંઠી પંખીડાં પણ શાં વસે રે લોલ !
શીળી રાતમાં રે—૦

મનહર મોહક ભૂમિ આ આપણુ એના બાળ;
નિર્મળ નેહે[૫] શું નહીં ધરિયે એપર વ્હાલ !

સખી ! માત મારે હૃદય શું ના બાળીએ રે લોલ !
સખી ! ગુર્જરીનું દીન શું ના ભાળીએ રે લોલ !
સખી ! સ્વાર્થ એને કાજ શું ના છાંડીએ[૬] રે લોલ !
સખી ! સમય આવે પ્રાણને પણ પાડીએ રે લોલ !
શીળી રાતમાં રે—૦

—વસંતવિનોદી.

---

૫ સ્નેહે, ૬ ત્યજી દઈએ.

## ૪૧. ગરવી ગુજરાત

ગરવી ગૂજરાત ! આહા, મુજ જન્મભૂમિ !
વીર માત મીઠી વિરલા નર કૈંકતણી !

મુજ જન્મભૂમિ ! નિત્ય એ પ્રિય શબ્દ ધ્વની,
મધુરા ભણકાર કરે મુજ ઉર ઘૂમી !

પ્રિય માત ! ગૈઝું તુજ પાય સદાય ચૂમી.—
મુજ જીવન સાર્થક હું રહું એજ ગણી;

શુભ હિન્દની વાડી ! તુમાં ભળી વેલ ઘણી,
મધુરાં ફુલડાં સુધનો રહું રે ઝઝુમી !

તુજ સુંદરતા નભમા[1] બહુ વાદળિયો,
ચઢીં આર્વી પસાર થતી બહુ વાર દીઠી;

પણ તુજ પ્રતાપ પ્રકાશ[2] અખંડ ઉજળો,—
તુજ પુણ્ય પ્રભાવજ એ મુજ માત મીઠી !

શાંત[4] એ નભ છાંય જામે, તુજ વાડી વિષે,
કંઇ ગાન કરૂ બની પક્ષીજ દિન [5]નિશે.

—ખબરદાર.

---

૧ સુંદરતારૂપી આકાશમા, ૨ પ્રતાપરૂપી પ્રકાશ,. ૩ વાદળીઓથી ઢંકાયો નહિ, ૪ શીળી, ૫ દિનરાત.

## ૪૨. ગુર્જર વીર

અમે તો ગરવા ગુર્જર વીર!
સોદ્દે પ્રાચીન ઓજ[1] ખમીર!
અમે તો ગરવા ગુર્જર વીર!

કેસરી હાક અમારી ભયાનક
ગાજે ગહ્વર[2] ગિર!
દુશ્મનના રણરંગી સંગે
ખેલન કાજ અધિર!
અમે તો ગરવા ગુર્જર વીર!

વિંધ્યાચળ અમ આડુ ઊભો
હિન્દ ઝુકાવે ધીર!
આંખલડીમાં અગ્નિ સમાયો
કેસરરંગ શરીર!
અમે તો ગરવા ગુર્જર વીર!

ઊઠી આજ[3] વ્યોમ-મસ્ત[4] ઘુઘવે
ઘેરા સાગર નીર!
તેને મસ્તક નર્તન[5] ખેલી
બાંધ્યાં બાથ ઝંઝીર[6]!
અમે તો ગરવા ગુર્જર વીર!

---

૧ તેજસ, ૨ ગુફા, ૩ પવન-આકાશ, ૪ વિજયની આનંદ મસ્તી, ૫ નૃત્ય, ૬ સાંકળી.

કાળે બાણુ કુટીલ બનાવ્યું
સૂર્યે[૭] ઝમોળ્યાં તીર !
વીજલ ધાર ઘનેથી[૮] ઉતરી
ઘેટે અમ સમશીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

મૃત્યુના મીજમાન સદાના
પ્રાણુ ઉદાર અમીર !
કાળ[૯] તણે કુમકુમ ચાંદલીએ
અમૃત યશની લકીર[૧૦] !
અમે તો ગરવા ગુર્જર વીર !

—રમણુલાલ દેસાઇ.

---

૭ સૂર્યના તેજમા, ૮ મેઘમાળમાંથી, ૯ મોત-મૃત્યુ, ૧૦ રેખા

## ૪૩. વંદન જય ગુજરાત !

---

ભરતભૂમિની ગુણવંતી લઘુ પુણ્યવતી રમભૂમિ,
સત્યાગ્રહની કર્મભૂમિ તું, ઝઝૂમીએ જ્યાં ઝૂઝી,
જયગાન ગજવતાં માત;
તુજને વંદન જય ગુજરાત ! ૧.

રસકસવંતી ભરતભૂમિની શ્રેષ્ઠ [1]સુભગરસપુત્રી,
ગિરિ, ગહ્વર, સરવર, નદી, ઝરણાં, પ્રકૃતિ-પ્રસાદી ધરતી,
ધન ધાન્ય ભરી રળિયાત;
તુજને વંદન જય ગુજરાત ! ૨.

યદુકુળ-તિલક કૃષ્ણચંદ્રની રાજ્ય-ભૂમિ જયવંતી,
પોષ ગીતાના સદાય કરતી, કર્મયોગ ગુંજવતી,
જય ગૌરવવંતી માત;
તુજને વંદન જય ગુજરાત ! ૩.

સિદ્ધરાજ, વન, ભીમદેવ સમ સમરવીરોની[2] પ્રસૂતા,[3]
વીર કેસરી સમ જય-ચાટે[4] પરણી જે ગુર્જરના—
કરી વિજય-ધ્વજ ફરકાટ;
તુજને વંદન જય ગુજરાત ! ૪.

---

૧ સુભગી-સુખદશીલ, ૨ રણશૂરાઓ—જંગબહાદુર
૩ જનની-પેદા કરનાર, ૪ વિજયનાદ.

નૃસિંહ, મીરા સરખા રસિયા[૫] સતનની રસ-જનની,
ધર્મ-ધુરંધર દયાનંદ ને કલાપીની કુલ-ભૂમિ,—
વા'ની[૬] રસબંસી દિનરાત;
તુજને વંદન જય ગૂજરાત! ૫.

પ્રેમ-શૌર્યનુ રણશીંગ ફુંકતો નર્મદ જય ગજવે,
સત્યનિષ્ઠ કર્મવીર ગાંધી અવનવ ચેતન પ્રેરે,
જન ઘૂમે કીર્તિધ્વજ સાથ;
તુજને વંદન જય ગૂજરાત! ૬.

જાગૃત જો તુજ તનુજ થયાં ત્યાં આ નવચેતન ભરતી,
પ્રાચી દિશામાં વિવિધ રંગભરી ઉદય ઉષા ઝળહળતી,
જો! દિવ્ય હમેંત પ્રભાત;
તુજને વંદન જય ગુજરાત! ૭.

ઘેરી ધુરંધર દેશતણાની ઘુઘરમાળ ધમકશે,
સ્વતંત્રતા, રિદ્ધિ, સિદ્ધિ ને પ્રતાપ, ચેતન સરશે,
જોઇ સ્તબ્ધ થશે જગ માત!
તુજને વંદન જય ગૂજરાત! ૮.

—અચુભાઇ રાવત.

---

૫ પ્રભુરસિયાં, ૬ વાજતી.

નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૨

જ્યાં ઋષિઋષિનાં નક્ષત્ર અચળ ઝગહળતાં,
જ્યાં નવજીવનનાં અમી યુગેયુગ મળતાં,
જ્યાં વહ્યાં ભક્તિરસ નીર ગંગશું ભળતાં:
જે સજાઇ ઉરધનથી[૪] રે —
ભવ્ય જે સજાઇ ઉરધનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૩

જ્યાં સરસ્વતીના વાસ પુણ્યભર શોભે,
જ્યાં કવિતાદેવી સૂર ભરે નભમોભે,
જ્યાં લક્ષ્મીના ભંડાર જગતમન લોભે :
જે ગવાઇ વન્દનથી રે—
જગે જે ગવાઇ વન્દનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૪

જુગજુગમાં જયટંકાર, માત ! તેં કીધા,
તુજ આત્મપ્રકાશ[૫] અનેક પ્રજાએ પીધા,
તુજ આશ્રમના આધાર અનાથે લીધા:

---

૪ હૃદયરૂપી ધનથી, ૫ આત્મજ્ઞાનરૂપી પ્રકાશ,

તું તવાઇ નિજ તનથી રે—
સદા તું તવાઈ નિજ તનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૫

શું ગીત કોઇ અમ જીભ ગાય ગુણ ત્હારા !
ઉર ઉરમાં વાગી ઘંટ કરે રણકારા,
અમ સદન સદન પડછંદ[૬] ભરે કંઇ ન્યારા !
દે વધાઈ દર્શનથી રે—
માત ! દે વધાઇ દર્શનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૬

અમ આત્મ આત્મ સન્દેશ લઈ તુજ ફરશું,
તુજ નવચેતનના ભેખ ધરી ઉર ભરશું,
મુખ ધરી પુણ્યભર નામ જીવશું મરશું !
તું જડાઇ જીવનથી[૭] રે—
માત ! તુ જડાઈ જીવનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૭

—ખબરદાર.

---

૬ પ્રતિધ્વનિ, ૭ જીવનની સાથે

## ૪૫. પ્રકાશનાં પગલાં

---

૧

પ્રભુની મોંઘી, ઓ માતા !
ઓ સુન્દરતાની કુંજ !
તુજ નિર્મળ તે સુખશાતા[1]
પટેરો ક્યારે નવગુંજ[2] ?
તુજ દૈવી પુણ્યપુરાણ પ્રભાનો[3] કરવો પુનરુદ્ધાર,—
ઓ ભારતમાત ! વિચાર !

૨

તુજ પ્રાન્ત ગધી આ ઉભી
વરવા[4] નવરંગ પ્રભાત
સહુ મોહ ગયા તમ ડૂબી,
ને વીતી ગઇ છે રાત
આવે પગના શુભ નવજીવનના, ઊઠ, જગતને કાજ—
ઓ ભારતમાતા ! ગાજ !

૩

દોરવ અમને મહદ્ધર્મે,
પ્રેરવ અમને સત્પથ,
નિર્ભયતા ભર અમકર્મ,
ને શૌર્ય અખંડ અનંતઃ

---

૧ સુખ શાન્તિ દેનાર, ૨ નવુ ગુંજન, ૩ પ્રકાશ, ૪ પર આશક થવા,

સાને આકાશ પડે શિરપર પણ હઠિયે ના તલપૂર !—
ઓ ભારત ! બન બહાદૂર !

૪

અરધી દુનિયા રહે તાકી,
તુજને કરવા સ્વાધીન[૫],
ખખડાવે શસ્ત્ર તુમાખી,
સમજી અમને બળહીન.
પણ અર્ધ જગતશું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
ઓ ભારત ! ધરજે ધીર !

૫

જુગજુગની વીર્યસમૃદ્ધિ,
જુગજુગનું તેજમ સત્ત્વ;
તુજ ઉંડી આત્મનસિદ્ધિ,
જે પામી જગનું તત્ત્વ
તે કરી સચેતન ફરી જગવશે જયધુને તુજ મતાન,—
ઓ ભારત ! થા બળવાન !

૬

જગ ભલે અમત્યે છને,
જગ ભલે અધર્મ[૬] તણાય;
તુજ અંતરતેજ સુરીતે,
તું જાળવ એ તમમાંય

૫ પોતાને હસ્તક. ૬ અધર્મમાં.

છે તોલવુ દેવાગણુમા[૭] દાનવ–માનવને યુદ્ધ—
ઓ ભારત ! રહેજે શુદ્ધ !

૭

તુજ ઉન્નત તીર્થદ્વારે,
જગને કરવી મહેમાન;
રેલવવા નવ–અવતારે,
જુગજૂના ઉગ્ર ગાન :
સાગર સાગરની લહરીઓ શું ઉર ઉર ઉછળે આશ,—
ઓ ભારતમાત ! પ્રકાશ !

૮

ઓ માત ! અમે મહુ ત્હારા,
તુજ કીર્તિ અમારૂં સર્વ;
રજની[૮] ભરતા[૯] જ્યમ તારા,
રાખે રજનીનો ગર્વ :
દે હાક ! અને ખૂણેખૂણેથી ધસશુ હારોહાર !—
ઓ ભારતમાત ! પુકાર !

—ખબરદાર.

---

૭ દેવને દ્વાર—સત્ય અને ધર્મની કસોટીએ, ૮ રાત્રિ, ૯ ને ભરી નાખના

## ૪૬. શૌર્યનાં સ્મરણ

સિંહણનાં સંતાન, તમે હો ! સિંહણનાં સંતાન !
દૂધ તમે જે ધાવ્યા તે તો હતું [1]અમીરસપાન :
અરે હો ! હતું શૌર્યરસપાન,—
ખરે હો ! કરે મગજ મસ્તાન;
ભલા હો ! ગાજે[2] સિંહ સમાન !
કરો વીર ! જયો જયોજી !—( ધ્રુવ )

આર્યભૂમિના વીર ! તમે હો ! આર્યભૂમિના વીર !
નથી કાયરા કાયલજ્વતા, હતા બધા રણધીર :
અરે હો ! હતા સુભટ રણધીર;
નસે હો ! નથી નમાલું નીર,
હવે હો ! મૂકો કોરે શીર !
કરો વીર ! જયો જયોજી !—સિંહણનાં૦ ૧

ગડગડ ગાજે મેહ, ઉપર હો ! ગડગડ ગાજે મેહ,
હદય કેસરીનું ચીરાતાં ઉછળી પાડે દેહ,—
અરે હો ! આભ[3] ઉછાળે દેહ;
કરે હો ! કોણુજ બીજું એહ,
ભલા હો ! એ જ ટેકની [4]લેહ !
કરો વીર ! જયો જયોજી !—સિંહણનાં૦ ૨

૧ અમૃતપાન, ૨ ગર્જે, ૩ ગગનપર્યંત, ૪ તાલાવેલી–સાચો પ્રેમ,

નયન નયનમા ઝાળ ભરે[૫] હો ! વીર બની વિકરાળઃ
મિ'છમૂછ પકડી શું જાગે ! એ નર હોય શિયાળ !
અરે હો ! સિંહ ન હોય શિયાળ,
હરે હો ! પ્રાણ બની [૬]રિપુકાળ;
ભલા હો ! ભરો ગરજતા કાળ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૩

પડે કારમી ચીસ, ઢળે હો ! ત્યાં કાયર દશાનીશ;
વીર પડે તૂટી જ્યાં ત્યાં તો રહે ક્યિે ધડ શીશ ?
અરે હો ! ઉડે હજારો શીશ,
કરે હો ! રણ ના કો [૭]હરગીસ;
ભલા હો ! સાહ્ય કરે જગદીશ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૪

છો ઘેટાં દશ લાખ, ભલે હો ! જો ઘેટાં દશ લાખ !
વાઘ એક વકર્યો પડશે ત્યાં કોણ બચી દે [૮]શાખ ?—
અરે હો ! બચે ન દેવા શાખ,
મરે હો ! રોળાતા થઇ ખાખ :
ધરો હો ! વીરતણો અભિલાખ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૫

હું જ કેસરી એક, વને હો ! હું જ કેસરી એક :
એ અભિમાન અનેરૂં, વીરા ! સંકટ હણે અનેક.—

૫ અગ્નિ ભભૂકે ૬ દુશ્મનના પ્રાણના કાળ બની, ૭ હરગીજ—કદીયે,' ૮ અસંખ્ય મંહારની સાક્ષી પૂરે.

અરે હો ! અરિને હણે અનેક,
મરે હો ! કે મારે એકેક[9] !
ભલા હો ! રાખો ભારત ટેક !
કરો વીર ! જયો જયોજી !—મિંદનણાં૦ ૬

કરો જાન કુરબાન, બંધુ હો ! કરો જાન કુરબાન !
સ્વદેશનું કલ્યાણ પ્રથમ કે મૃત[10] કાયાનું ભાન ?
અરે હો ! ના કાયાનું ભાન,
ધરે હો ! જે ઉરમાં અભિમાન,
ભલા હો ! એ જ શૂરનું તાન !
કરો વીર ! જયો જયોજી !—મિંદનણાં૦ ૭

જય શૂરા સામંત, ધસો હો ! જય શૂરા સામંત !
હિંમતે મરદાં મદદ ખુદા રે. ચિંતા ન ધરો [11]સંત !
અરે હો ! ચિંતા શાની સંત !
ખરે હો ! [12]તિમિરનો છે અંત,
ધસો હો ! ગાતા શાસ્ત્ર વર્ણન !
કરો વીર ! જયો જયોજી !—મિંદનણાં૦ ૮

—ખબરદાર

---

૯ એક એકને, ૧૦ [illegible], ૧૧ ચિન્તન. ૧૨ [illegible]

## ૪૭. રત્નહરણ*

કોણ દુષ્ટ આવ્યો અહિં, વીરા ! કાળજ દીધું કોરી !
કોણ અમારૂં અણુમોલું તે રત્ન ગયો છે ચોરી !

ગોરી સ્વતંત્રતા હો !—(ધ્રુવ)

હસતું ઘર આમ રડતું કીધું, શૂન્ય બધું અહિં લાગે;
કોણ ફરી વસતું તે કરશે તેજ પનોતા પાગે !

ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૧

મંત્ર તંત્ર કંઇ કામ ન આવ્યાં, શસ્ત્ર પડયાં જ નકામાં;
છળબળથી હા કો પલકારે ગયો હરી એ શ્યામા :

ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૨

વન વન ઢુંઢયાં પણ ન મળે કહિં, પડયાં વદન સહુ હેઠાં :
મધુર સખી ! રે આપણ વચ્ચે આ શાં જબરાં છેટાં !

ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૩

કાળો કર દુર્ભાગ્યતણો કયાં ઊઠ હજી છૂપાવે ?
ક્હિયા શોકવનમાં પૂરીને રાક્ષસ બિચ ઝૂરાવે ?

ગોરી સ્વતંત્રતા હો !—કોણ૦ ૪

વાનરનાં જૂથ મળે ક્યાં, ક્યાં હનુમાન અમારો ?
અંગદ સેવક કોણ બનીને દે સન્દેશો પ્યારો ?

ગોરી સ્વતંત્રતા હો ?—કોણ૦ ૫

કોણ પાજ બાંધી સાગર પર, નહિ કીધું તે કરશે ?
રત્ન અમારૂં મળશે પાછું, તોજ હૃદય અમ ઠરશે :

ગોરી સ્વતંત્રતા હો ?—કોણ૦ ૬

ત્યાં એ, છે ત્યાં જનનું જીવન, નહિ ત્યાં મૃત્યુજ સારૂં :
એ વિણ રામ અદલ ક્યાં રહેશે ? આંખ વિના અન્ધારૂં ?

ગોરી સ્વતંત્રતા હો ?—કોણ૦ ૭

—ખબરદાર.

## ૪૮. વીર જાગો*

વીર જાગો જાગો રે

હિન્દ રડત દુઃખથી હાય,
હૃદય તમ શું નવ ચીરાય,
માત રૂદન કયમ ખમાય,
સુજન જાગો જાગો રે

કાન્ત વદન કરમ્યું હાય,
અખન બનેલ ધ્રુજત પાય,
કમર કઠિન નવ રખાય,
શો સઝેલ વાગો રે

છિન્નભિન્ન શી જણાય,
અનુપમ માત હિન્દ હાય,
રાત દિન ક્ષીણ થાય,
તદપિ શું ન દાઝો રે.

રિબત માત કયમ ઉધાય,
ભવ્ય મનન કરી સદાય,
અધમ દ્વેષ પકડી પાય,
હિન્દ ઐકય સાધો રે.

રમ્ય દિવ્ય લો ઉપાય,
યત્નમાં છો જીવ જાય;
કામ તો પ્રભુજી સ્હાય,
વીર જાગો જાગો રે.

—વસંતવિનોદી.

---

## ૪૯. જય ! હિન્દ બાલ આપણું હો !*

---

જાગે ! હિન્દ બાલ આપણું હો !
જય ! જય ! હિન્દ બાલ આપણું હો !
ક્યમ તનમન હૃદય ન જાગી રહે !
ક્યમ રગરગ રક્ત ન કૂદી વહે !
ક્યમ યોગ્ય ખુમારી ન શીર ચહે ?
બસ હિન્દ બાલ—૦—જાગે—૦

ભલે મૂઢ કો હિન્દ નમાલી કહે,
ભલે અવગુણ કો ભલી હિન્દ લહે,
પણ દિવ્ય ભૂમિ આ એકજ છે,
તે હિન્દ બાલ—૦—જાગે—૦

ભાક હિન્દ અમી રમ્ય બીજી કહી ?
મૃદુ વિશ્વ ધ્રુમી હમી હીચી અહીં,
મુરી સાત્વિક લહર શીત સી ચી રહી.
તે હિન્દ બાલ—૦—અયે—૦

સૌ ધર્મી આવો હળી મળીએ,
નૂરે—હિન્દ ઝળળવા પણ લઇએ,
કયમ મહિમહિ કાપી લડી મરીએ,
સૌ હિન્દ બાલ—૦—અયે૦

કદી નિજ—હિતી કો લડવા પટવે,[1]
ચૂર નયન—શરે કરીએ શઠને,
ગિરિ નિશ્ચયથી વદી હર ડગલે,
સૌ હિન્દ બાલ—૦—અયે—૦

સૌ આવો આવો પણ લઇએ,
કયમ ભીરૂ બની પાછા પડીએ,
છો પ્રાણ પળે નહિ પીઠ ધરીએ,
જય! હિન્દ બાલ—૦—અયે—૦

—વસંતવિનોદી.

---

૧ પટાવે-સમજાવે.

## ૫૦. અમ્હે તો ભરતભૂમિના બાળ

---

અમ્હે તો ભરત ભૂમિના બાળ,
અમોને કેવલ એ પર વ્હાલ,
નિરંતર કેવલ એ પર વ્હાલ.
અમ્હે તો૦

સ્વર્ગ સમી પરભૂમિ[1] સુન્દર ભલે રસમાં રમનાર;
અમ અન્તરમાં એને તેજે પગભર નહીં ચમકાર.
અમ્હે તો૦

રંક ભલે રહી માત અમ્હારી તદપિ તે અમ પ્રાણ;
હૈયાંગેલ[2] સરૂણાં રેતી શીખવી ઉન્નત ગાન.
અમ્હે તો૦

અવર ભૂમિની ભૂરકીમાં નહિ ભરત અમ્હે ભુલનાર;
પરમાતાનાં લાડ સુખેરાં તે શું દુઃખ દળનાર.
અમ્હે તો૦

અનેર[3] જૂત કંઇ અમ્હે ઉજાવીશું ઝગતા સુર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર.
અમ્હે તો૦

—વસંતવિનોદી.

---

૧ પારકી ભૂમિ, ૨ હેતભર્યા-હૃદયસ્પર્શી, ૩ અનેરાં,

## ૫૧. સ્વદેશની દાઝ

છે શું કોઈ માનવી જીવનો અચેત[1] એવો,
જેને નથી જાગીઆ કદીએ મનમા ભાવો.
જેણે કદી અંતરે એહવુ કહ્યું નથી કે
આ મારી ખુદ—મારી આ માતૃભૂમિ છે ?
ભમી ભમી પરભોમ કિનારે પ્રવાસી જ્યારે
નિજ પગલાં નિજ ભોમ ભણી તે વળતી વાળે,
જરા કદી એ ઘેર જતાં એ અમુલખ અવસર
છે શું કોઇ એહવો દાઝયું[2] નવ જેનું અંતર ?
જો એવો કો હોય, જાવ ને નિરખો રહેને
કદીય એવા કાજ બિરદ[3] કવિનાં નહિ ગાજે,
હો મોટા ઇલકાબ, નામ હો મહાન એનું
પરિપૂરણ કામના, ભલે હો અઢળક નાણું.
એ ઇલકાબો છતાં, છતા સત્તાને પૈસો
એ પામર નીચ જન્તુ જગત્ બધુ [4]નિજમાં જોતો.
આ જીવતર માંહી તો સુકીર્તિ સઘળી ખોશે
પડી મૃત્યુ મુખ, નામ નિશાન સમેતજ જાશે.
જે માટીનો હતો તેજ હીણી માટીમાં
વણ કીર્તિ, વણ શોક, ગવાયા વિના [5]ગીતોમા.

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

૧ ચેતન રહિત, ૨ માતૃભૂમિના પ્રેમથી દાઝી ઉઠયું, ૩ બિરદાવલી, ૪ પોતામા સમાઇ ગયેલું, ૫ કવિતામા-કાવ્યમા,

## ૫૨ સ્વદેશ પ્રીત

કપરૂં પણ પાળોરે, સ્વદેશ પ્રીતિ પાળોરે
છે કોઇ એવા ઉગ્ર પ્રતાપી, મરે મનુષ અત્યારે
દિન ભરમાં[1] મુજ ભરતને મરવું મધ્યાણુ આટલું માગે—કપરૂં૦

છે કોઇ ટેકી નેકી એવા સુના પહેના વિચારે
આજ શું પીતું દેશપ્રેમાન માર્ગ અલૌકિક ભારે—કપરૂં૦

આપ મદદ વિણ કંઇ ન મરશે, વિના સ્વમદ નહિ ફળશે
એક મરણીઓ સોને ભારે, કાયર કોડ ગજાશે—કપરૂં૦

ધર્મ અર્થ મોક્ષ કામ માટે પ્રથમ સુખાશ્રમ જોઇએ,
આધિ વ્યાધિ ઉપાધિ નિવારણ શાંત સમાધિએ [2]સોહીએ
—કપરૂં૦

મારી ભૂમિ મારી ભૂમિ–એમ અહંપદ[3] વચનો
વદી વદી કૃતિ આચરતા શત[4] જો, સો[5] પગત ન ભરત તો ?
—કપરૂં૦

---

૧ આખા દિવસમા, ૨ શોભીએ, ૩ અહંભાવભર્યા,
૪ સો માણસ, ૫ ગાનો હોય

બીમાર્જુન, પૃથુ, કૃષ્ણ, રામની ભૂમિ ભરત શું [6]નંખ્યા ?
નહિ નહિ હરિ ધાયલ પણ મિંદણ કેસરીજનની[7] [8]અવંશા.

—કપરું૦

—સ્વ. હરિલાલ પ.

## ૫૩. જય જય બોલો હિન્દુસ્તાન !*

હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન !

આ ભૂમિ આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન,
ત્રીસ કોટિ ભારતનાં તનુજો જય જય બોલો હિન્દુસ્તાન !

એક કુટુંબી ભાઇ આપણે, માતા ભારતનાં સંતાન,
હિંદુ, પારસી, મુસલમીન સૌ, જય જય બોલો હિન્દુસ્તાન !

મંદિર, ને મસ્જીદ બન્ને છે, ઇશ્વર કેરાં ઉંચા ધામ,
ભાઇ ભાઇમાં ભેદ ન હોયે, જય જય બોલો હિન્દુસ્તાન !

૧ન. આપણી ભારતમાતા જગમાં પામે ઉંચું સ્થાન,
વિશ્વ સકળની ધર્મ માત એ, જય જય બોલો હિન્દુસ્તાન !

---

૬ વાંઝણી, ૭ શરવીરોની, ૮ વંદન વિનાની—ભક્તિ વિનાની.

એક નેક ને એક ટેકથી, કરો એકતાં કેરૂં પાન,
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન !

ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચા નિશાન,
સ્વરાજ્યનાં ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન !

વૈરી–યુદ્ધના શાંત સૈનિકો, સ્થૂળ બળનું હરવા અભિમાન,
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન !

તલવારો, બંદુક, ભાલાથી, ઉંચા છે આત્માનાં સ્થાન,
શરીર પડે પણ એતો અમ્મર, જય જય બોલો હિન્દુસ્તાન !

વિજયમાળ લઇ સ્વર્ગ સુંદરી, તત્પર છે કરવા સન્માન,
માતૃવેદિમાં પ્રાણ અર્પીને, જય જય બોલો હિન્દુસ્તાન !

હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસ્લીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન !

—ચંદુલાલ દેસાઇ.

# ૫૪. ટિળકનો દેહોત્સર્ગ*

તૂટયા વીણા તાર, ગીત થતાં અધૂરાં હવે:
નયણે નીતરે ધાર, હૈડું હિન્દ તણું દવે :
પાર્ષદ[1] ! આમ અકાળ, પ્રેર્યો શીદ તુજને પ્રભુ ?
જના કેસરી બાળ, નન્દનવન ઉજ્જડ દીસે !
ભર વર્ષામાં ગ્રીષ્મ, તપની તેં અમ તપ ઉણે;
ભરતખંડમાં ભીષ્મ, ભાંગ્યો ના આંસુ પુણ્યે !
ઉલટયો ભરતી ઓટ, ડોલી નૌકા દેશની;
પડી ઓટમાં ઓટ, મુગદ શી પરમેશની !
ખીલવ્યાં સ્વરાજ્યઅંગ, 'સ્વ-હક્ક' મંત્ર ફૂંકયા મહા;
દીધ ન પાક પ્રસંગ,' ને ટિળક દેવજ થયા !
ગાજે ઘન સમ વીર, ધણુાય નેતા નામના:
નિધિસમ તમ ગમ્ભીર, અમર સ્મરાશે નામના :
મેઘઘટા ઘનઘોર, છાઇ રહેશે સૃષ્ટિને;
ઉજ્જવલ તવ સ્મૃતિ દોર, ચેતન પાશે દ્રષ્ટિને
તપાવશો તમ તેજ, સૂર્ય શશિનાં નૂર સહે,
નિજ આદર્શ વડેજ, અમ જીવન ઉજ્જવલ વહે.
પ્રફુલ્લ પુષ્પ સમાન, સુગન્ધ દઇને સંચર્યા;
જન્મ્યું જીવ્યું પ્રમાણ, યશ, શાશ્વત શાંતિ વર્યા !

—કેશવ હ. શેઠ.

---

1 ઈશ્વરનો દૂત

## ૫૫. ભારતનાં યશોગાન

ગાઓ તે ભારતના યશ ગાન :
ધર્મ, સત્ય ને પ્રેમ પુણ્યભર, દિવ્ય ધરા રસ ખાણ;
એક ને અભેદ એ રસ ખાણ :
ધન્ય, ધન્ય ભારતના સંતાન !
—ગાઓ.

પવિત્રતા, સૌન્દર્ય, જ્ઞાનનો અવિચળ જે ઉદ્યાન ,
ઇન્દ્રનો અવિચળ જે ઉદ્યાન :
ઉગ્યા તેના ચીણુવાં ફુલ–પાન !
—ગાઓ

વીર, કવિ, કોવિદ, ઋષિ, મુનિ જ્યાં સંત, મહત મહાન,
અમર જ્યાં સંત, મહત મહાન
સતત જ્યાં દયા, ક્ષમાના દાન !
—ગાઓ.

રક્ષિત [૧]રત્નાકર, ગિરિવરથી, અવર ન એહ સમાન,
દેશ કો અવર ન એહ સમાન
મનોહર કુદરતના જ્યાં સ્થાન !
—ગાઓ.

---

૧ સમુદ્ર.

ખેલ રમ્યાં જે જનની અંકે, રામ, કૃષ્ણ, હનુમાન;
પૂજ્ય જે રામ, કૃષ્ણ, હનુમાન:
બુદ્ધ, શંકરના ગરવાં ગાન !
—ગાઓ.

રેલ સમી રજ[૨] અંગ લગાવે, ભૂતનાથ [૩]ભગવાન,
ઓલિયા ભૂતનાથ ભગવાન :
અમારા ભાળોરે લા પ્રાણ !
—ગાઓ.

લક્ષ્મણ, અર્જુન, ભીષ્મ પિતામહ, બ્રહ્મચારી ભગવાન;
પિતામહ બ્રહ્મચારી ભગવાન :
વ્યોમ પરવ્યોમે જેનાં માન !
—ગાઓ.

બ્રહ્મ તેજ ભર એજ ભૂમિ પર, તન, મન, ધન, કુરબાન;
અમારા તન, મન, ધન કુરબાન :
જનનીના જય-હિતમા મસ્તાન !
—ગાઓ.

—કેશવ હ. શેઠ.

---

૨ ભભૂતિ ૩ શંકર ભોળાનાથ

## ૫૭. જય જય મા મ્હારી !

સર્ગભંગ મેઘા મા ત્હારો,
માનસમર શિરમણિ રૂપાળો,
ભાલ-ત્રિવલિ વિમલ હિમ-હારો,

જય જય મા મ્હારી !

ગુલે જાહ્નવી સિન્ધુ કાને,
રેવા મહાનદી કટી સ્થાને,
કાવેરી તોડા ટોણે,

જય જય મા મ્હારી !

રામેશ્વર એડીએ રાજે,
પુરી દ્વારિકા કાશી ઝળકે,
મા તારી વાણીની હાકે,

જય જય મા મ્હારી !

રામથલ પંજાબ એક કર,
પરશુ આરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રી કટી પર,

જય જય મા મ્હારી !

રામ સૌમ્ય તુજ દૃગ પલકારો,
બુદ્ધ ઉદધિઉરનો ધબકારો,
ગુરૂ ગોવિન્દ પ્રકોપ ફુંફાડો,
જય જય મા મ્હારી !

ભક્તિ-ગાન-ધુનિ માને વ્હાલી,
એ સ્વરબદ્ધ નિગે બે તાળી,
અગણિત માની સન્ત-પ્રણાલી,
જય જય મા મ્હારી !

દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે,
જ્ઞાન-સમાધિ-પ્રકાશજ ઢોળે,
વ્યાસ પતંજલી શંકર બોલે,
જય જય મા મ્હારી !

શું શું મા તુજ સ્તવું વખાણી,
યુગ યુગ ગજ રતનની ખાણી,
અશોક અકબર વિજયા રાણી,
જય જય મા મ્હારી !

—બળવંતરાય ક. ઠાકોર.

## ૫૮. મહજ્જનપૂજન

આવો અમારા દેશમાં પૂજન તમારૂં થાય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે. આવો.

જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે,
તે સત્ય વાણી અભયવરદા[1] એકલો પૂજાય છે. આવો.

જેનું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં,
એ પુનિત સુંદર હૃદયવરનું પ્રેમ પૂજન થાય છે. આવો.

જેણે ગણ્યું આ જીવિત સરખું તુચ્છ પરદુઃખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહિં પૂજાય છે. આવો.

જેને હજારો દુઃખ દેશની અર્થે પુષ્પ સમાન ને,
એ પુષ્પના ભરગુચ્છની મૃદુમાળમાં મ્હેંકાય છે. આવો.

તે વીર ધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
જ્યાં લોકરાજ પ્રતાપનું* છે આદર્યું પૂજન અમે. આવો.

કુંકુમ ભર્યે પગલે પધારી આંગણું પાવન કરી,
અમ ગરીબ જનના હૃદયને અભરે[2] ભરો અમીધારથી. આવો.

—મગનભાઇ પટેલ.

---

[1] અભયવર દેનાર, [2] ટોચાટોચ

* 'હિન્દના હારાતણું', એમ પણ ગવાય છે

## ૫૯. એ જોગીરાજ

( ૧ )

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને,
પુરાતન ભારતને ચોક : અલબેલડી !
જનનીએ દીધ એવા એક જોગીરાજને:
જગવ્યા જેણે ચૌદ લોક : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

કરણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મ બોલ : અલબેલડી !
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને !
તપના ત્રિખંડ રવિ તોલ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેના ઉર : અલબેલડી !
નિરખ્યા–એ પરખ્યા મુજ દેશ જોગીરાજને;
નયણે જેને વીજ—નૂર[1] , અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

---

1 વિજળીનો ચમકાર,

( ૨ )

દીઠા સખી ! મીઠા એવા એક જોગીરાજને,
શુદ્ધ શી વિશુદ્ધ દયા—રોમ ! અલબેલડી !
જાણ્યા—મનમાન્યા તપસિદ્ધ જોગીરાજને;
જીવને ગુંથેલ કૃષ્ણ—પ્રેમ : અલબેલડી !

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ : અલબેલડી !
શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને;
ઝીલ્યા જનકશા સંન્યાસ : અલબેલડી !

જોયા જગત્ ઘૂમી એક જોગીગાજને.

જીવને જડેલ સખી ! એક જોગીરાજ એ,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીર : અલબેલડી !
મર્ત્યપુરીમાં[૨] અમર એક જોગીરાજ એ;
સત્યે હરિશ્ચન્દ્ર હીર : અલબેલડી !

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

---

૨ પૃથ્વી પર.

( ૩ )

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણ શા વિશુદ્ધ : અલબેલડી !
ધર્મે ધેનુશા[૩] નમ્ર એક જોગીરાજ એ;
શૌર્યે સિંહણ પીધ દૂધ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

શાને પૂજીશું સખી ! જન્મ—જોગીરાજને!
ધોળ્યાં કુકુમ કનકથાળ અલબેલડી !
શાને વધાવશું એ વિશ્વજોગીરાજને ?
ગુંથી નભ–તારકની માળ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જોગી, પરભોગી લૂખા ભૂષણે નારાજ એ,
જોગીને વ્હાલો જીવનભોગ અલબેલડી !
મુક્તિને પન્થ એવા એક ગાંધીરાજ એ;
સનાતન ભારતને ચોક : અલબેલડી !
જોયા બ્રહ્માંડ ઘૂમી એક જોગીરાજ એ.

—કેશવ હ. શેઠ

---

૩ ગાય જેવા

## ૬૭. ગાંધીનું ગુજરાત

ગાંધીનું ગુજરાત, ગ્રહ્યુએ,
ગાંધીનું ગુજરાત !
ગુર્જર દેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઇ ચેતન પ્રકટે જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ ભ્રાતઃ
ગાંધીનું ગુજરાત !

સાબરમતીના સુન્દર તટપર પ્રકટયું નૂતન પ્રભાત,
મોહન તુજ સત્યાગ્રહ બરી સર સુણી સહુ જાત;
કરે મીઠી ઐકયની વાતઃ
ગાંધીનું ગુજરાત !

દેશભક્તિ તે રાજ્યભક્તિની સાચેસાચી વાત,
નિર્ભયતા ને સત્ય વચનની દિશા દઇ રહે તાત;
બનાવ્યુ નવું ગુજરાતઃ
ગાંધીનું ગુજરાત !

—ગોકુળદાસ રાયચુરા.

## ૬૧. એ કોણ ?

---

એ કોણ છે જે જાગ્યો ?
જ્હેણે સહુને જગાડ્યાં ?
એ કોણ છે જે છૂટ્યો ?
જ્હેણે સહુને છોડાવ્યાં ?

જે તરી શકે તે તારે,
જે ઉગી શકે તે ઉગારે;
એ કોણ છે જે ઊગ્યો ?
જ્હેણે સહુને ઉગાર્યાં ?

જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો !
જ્હેણે સહુને નમાવ્યાં !

એ કોણ છે જે જાગ્યો ?
જહેણે સહુને જગાડયાં ?

—ગોકુળદાસ રાયચુરા

## ૨૨. મનમોહન બલિહાર ગાંધીજી !

મનમોહન બલિહાર ગાંધીજી !
સુર સૈન્ય[1] સરદાર ગાંધીજી !
નૂતન યુગ ઘડનાર ગાંધીજી !
દૈવી તેજ ચમકાર ગાંધીજી !

ગુર્જરી કુંજે ગાજે ગાંધી !
નંદનવન વન વાજે[2] ગાંધી !
રાજ બને ત્રિણ તાજે ગાંધી !
દિલ દિલ મર્દ નવાજે ગાંધી !

જગત માત્રનુ નૂર ગાંધીજી !
જ્ઞાનામૃતનું પૂર ગાંધીજી !
ભારતબંસી સૂર ગાંધીજી !
દિલ દરિયે ભરપૂર ગાંધીજી !

૧ દેવગણ, ૨ વેણુ વાય-મધુરી મોરલી બજાવે,

## ૬૩. સાભ્રમતી

---

મહદ્ ગુજરાતની ગંગા નદિ તું સાભ્રમતી !
પતિતપાવની ગંગા નદિ તું પૂણ્યવતી !—મહદ્.

ભારતનો ભાણ[1] ઉગ્યો કાંઠે ત્હારે ભાગ્યવતી !
પ્રજાની પ્રેરણાની ગંગા નદિ તું સાભ્રમતી !—મહદ્.

રાષ્ટ્ર ચેતનાની બની સૂરે સુરવતી !
જગાડે ભારતીય સમાજને તું સાભ્રમતી !—મહદ્.

ફકીર ઉમા ને સાધુ સર્વ જોગી જતી !
સહુ તુજ પાસ કરે પૂણ્યભાવે સાભ્રમતી !—મહદ્.

મથુરાં મક્કાના યાત્રી સહુ માનવતી !
ભવિષ્યે આવશે જરૂર જ્યાં તું સાભ્રમતી !—મહદ્.

નવો ઇતિહાસ ગાજે આરે ત્હારે આશાવતી !
પ્રભુ પયગામ[2] આપે જગતને તું સાભ્રમતી !—મહદ્.

ખંડે ખંડ પ્રજા સર્વ નમે ભાવવતી !
પૂકારે સર્વ શબ્દ એક ધન્ય સાભ્રમતી !—મહદ્.

—ગોકુળદાસ રાયચુરા.

---

૧ મહાત્મા ગાંધીજી અને ઉદયભાણ. ૨ અહિંસાનો.

## ૬૪. ધન્ય ભૂમિ

---

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્યલેખ કંઇ ભવ્ય દિસે,
સહુ સાધુનો સાચો સાધુ[1] સાબ્રમતી જલતીર વસે—ધન્ય ભૂમિ.

રસકમ ત્હારો ફરી બતાવા દેવલોક અહિં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા ભારતદેશ જગાવ્યો છે—ધન્ય ભૂમિ.

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રકટાવે છે,
પયગમ્બરીએ પ્રભા અનેરી દીલ જ્યોત જગાવે છે—ધન્ય ભૂમિ.

ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્ય ભાગ્ય એ નંદનવન,
ધન્યભાગ્ય સૌરાષ્ટ્ર સુજનના જ્યાં પ્રકટે પ્રભુનાનાંજન -ધન્યભૂમિ.

મોહન ત્હારૂં નામ મીઠું રગ રગ ચેતન લાવે છે,
સેવાના હો! સન્ત ગાંધીજી દર્શનથી મન ભાવે છે—ધન્ય ભૂમિ.

કાશી કે મથુરાંથી આજે રાજનગર[2] કંઇ ઓર દિસે,
સાબ્રમતી જલ લોટી લોટી[3] ગંગા યમુના આવી વસે—ધન્ય ભૂમિ.

---

૧ મહાત્મા ગાંધીજી, ૨ અમદાવાદ, ૩ ની એક લોટીમાં.

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર,
પ્રજાવર્ગને છે અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર–ધન્યભૂમિ.

—ગોકુળદાસ રાયચુરા.

## ૬૫. ગુર્જરી વિજય

જાગિયે દેશજન! ઝીલિયે નવજીવન!
ચેતિયે ચતુરમન! પ્રભા ગાજે.
એક પ્રભુને શરણુ અભયને [1]પરિશિલનં,
સત્યને આચરણુ શાંતિ રાજે.

જ્ઞાન સેવન ગનત્ યજ્ઞ, તપ, દાન, વ્રત,
સર્વ કાજે સુખદ એજ આજે.
પ્રભુ મતિ જગગતિ, વીર ભારત કૃતિ,
ગુર્જરી સંસ્કૃતિ વિજય ગાજે.

ગુર્જર સુરાષ્ટ્ર જય! અમર ચેતન હૃદય!
સિદ્ધ સ્થિતિ જ્યસમમય યોગ રાચે!

1 અભ્યાસ

જન્મભૂમિ ગર્વગલ, બન્ધુભાવે સકલ,
લલિત પ્રગતિ મરલ વિશ્વ નાચે
—લલિત

## ૬૬. ક્યારે ? *

અમૂલા ધર્મ પૂર્વજના, ધરી દેખાડશો ક્યારે ?
પરાક્રમ વીર તનુજોના, ફરી દેખાડશો ક્યારે ?

હતા પૂર્વે બહુ મોટા, થયા શાથી હવે છોટા ?
પડ્યા જે જીવનના તોટા, ભરી દેખાડશો ક્યારે ?

કહો છો વીરપુત્રો છો, કહો છો માં સુપુત્રો છો,
બનાવી પાત્રતા પહેલી, તરી દેખાડશો ક્યારે ?

ચઢીનો યજ્ઞવેદીમાં, ધુનીને ધગધગાવીને
જગત્ પાવન કરી દેતા, ફરી દેખાડશો ક્યારે ?

હતા દાનેશ્વરી પૂરા, કરણ ને પાર્થ સમ શૂરા,
ચળકતા હિન્દના હીરા, ફરી દેખાડશો ક્યારે ?

હમેશાં દેશહિત ન્હાતા, હૃદયના નીરમાં ન્હાતા;
મહા બળવાન ગુણજ્ઞાતા, ફરી દેખાડશો ક્યારે !

અમરમાં કીર્તિ વરનારા, અમર નિજ નામ કરનારા;
અચળ ઉત્સાહ ધરનારા, ફરી દેખાડશો ક્યારે !

ધીરજ ને ધામ ધરનારા, વિજયની માળ વરનારા;
અરિનું હીર હરનારા, ફરી દેખાડશો ક્યારે !

પ્રતાપી રામ રણધીરા, ભરત જેવા અચળ વીરા;
ભક્ત હનુમંત સમ હીરા, ફરી દેખાડશો ક્યારે !

પ્રતાપી પાંડવો પ્રેમી, કુશળ શ્રીકૃષ્ણજી સ્વામી;
વિદુર ઉદ્ધવ સમા નેમી, ફરી દેખાડશો ક્યારે !

પ્રતાપી પ્રાણ દેનારા, પ્રજાનાં કષ્ટ હરનારા.
કમોટી તીવ્ર સહેનારા, ફરી દેખાડશો ક્યારે !

કર્યાં જે તેમણે કામો, ઉગાડયાં સ્વર્ગનાં ધામો;
તમે પણ એ સમાં નામો, કરી દેખાડજો ક્યારે !

સ્વીકારી શુદ્ધ આ સેવા, પ્રભુ દઈ મોક્ષના મેવા;
દિવસ અતિ ઉજળા એવા, હરિ ! દેખાડજો ક્યારે !

—વસંત.

## ૬૭. ટેક નહિ મૂકું*

ભલે વજ્રો શિરે તૂટો !
હજારો તીર હો છૂટો !
પ્રબળ પાષાણમાં કુટો !
છતાં મુજ ટેક નહિ મૂકું.

સળગતી આગમાં બાળો !
ઉછાળો ઝેરમય ઝાળો !
કરી લો ક્રૂર હો કાળો !
છતાં પગ એક નહિ ચૂકું.

ભલે રહેંસો, દહો, કાપો,
ચહો તે રીત સંતાપો !
હજારો વેદના તાપો,
પ્રતિજ્ઞા પર નહિ થૂકું.

ઉતારી ચર્મ તન ચીરો !
વહાવો લોહીની નીકો;
હજારો મોત હો વેઠું,
અધમ માર્ગે નહિ ઝૂકું.

—વસંત.

## ૬૮. આત્મશ્રદ્ધા*

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તુટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.

તમારા માર્ગમાં ઉભા પહાડો એ ખસી જાશે,
બિયાબાં[1] માર્ગ દઈ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.

ઉતરવા સાત સાગર જો તમારા પથરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.

જવુ આકાશમાં ધારો ન વાયુ-યાન પાસે છો,
વિના પાંખે ઉડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો.

થશે વિદ્યુત્ ને વાયુ તમારા દાસ અગ્નિ એ,
વરસશે મેઘ માગ્યા જો તમારી આત્મશ્રદ્ધા તો

હજારો રોગની જ્વાળા દવાના ઝૂદના વિના,
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો.

દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નાગે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.

છગરની બાળકડથી તો વિઠોબા દુધ પીએ છે,
પ્રકટશે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો.

---

૧ જંગલ.

પ્રભુ પ્રહ્‌લાદને માટે વસેલા લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં[૨] રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.

મદોન્મત્ત સિંહને આધો ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તો.

ઝરતા ઝેર ભુજંગો ફણાને છત્ર શી ધરશે,
તજી દે ઝેર ઘાતીયો તમાગી આત્મશ્રદ્ધા તો.

ઉભી રહી હાથ બે જોડી વિજયશ્રીની ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો.

—કલ્યાણજી.

---

૨ નિકટમાં

## ૬૯. પંજાબ અને પરદેશી

૧

આંખ ઉઘાડો, ઉંઘ ઉડાડો, નિજ ભગ્રી જો નિરખો વ્હાલા,
તન પર પરદેશી પહેર્યાં તે ભાંડુ તણા રગતની માળા;
પરદેશી પહેરી માતાના પુત્ર થઇ ક્યાં પ્રાણુ ચૂસો,
નમીએ માને વદતા માની છાતી પરે કેમ પગ મૂકો.
—આંખ.

૨

પરદેશી પહેરી પહેરીને દુષ્ટ દુઃશાસન ગેંગ મળી,
નિજ માત ચીર હરવા કરતાં ઝટ માટીમાં જાઓ મળી;
જે પરદેશી પશુ સત્તાએ નૂર હર્યું ઇસ્લામ તણું,
અત્યાચાર કરી અનહદ અપમાન કર્યું પંજાબ તણું.
—આ.ખ.

૩

જેને માતા ને બ્હેનોની ભર વસ્તીમાં લાજ લુંટી,
પ્રાણુ હર્યાં નિષ્પાપ પ્રજનઃ જ્યાં સુધી બંદુક ફુટી;
પેટે ચલાવી નાક ઘસાવી જેને દેશ સ્વમાન હર્યું,
જે વર્ણવતાં જીવ્હા લાજે એવું એવું પાપ કર્યું.
—આંખ

૪

વિણ અપરાધે દીન જનોની કોમળ પીઠ ઉઘાડી કરી,
નિર્દય હાથે ચાબૂક ચાંપ્યા પથ્થર ઉર પણ જાય ગળી;
ભર ઉનાળે નવયુવકના ખુલ્લા મસ્તક પાપ મૂકી,
સોળ સોળ માઈલની મજલ કરાવી એ તે કયમ જવાય ચૂકી.
—આંખ.

૫

ધર્મ ભૂમિની વૃદ્ધ માતા પર જે ખરતર થૂંક્યા ભૂંડયા,
તેવાને પણ ઓથ દઈને સતી ભારતને શિર મૂક્યા;
જેણે જાહેર હિન્દુ મુસલમિન કેરી ઐક્ય ફજેતી કરી,
ભાંડુ ભાંડુમાં ભેદ પડાવા ભૂલવણીથી ભૂમિ ભરી
—આંખ.

૬

મીઠું મીઠું કહી હિન્દજનોના બગાસા દીધા રણને,
અંતે બેઠી બમણી લાધી ટુકરો નાંખી આપણને;
એનાં કપડાં પહેરી હજુ કયા એ સત્તાને દૂધ ધરો,
તોડો એ પરતંત્ર દશાને નહિંતર જીવતુ ઝેર કરો.
—આંખ.

૭

કેમ ગળે ઉતરે છે હજુયે ઝેરી ગુલામીની ગોળી,
પય બદલે આપણને માયે કયાં પાયુ ન વિષ ઘોળી?

પરદેશી કાપડના ટૂંકે આપણુને રાખી સુતા;
પેટ ભરીને લોહી પીધું ને ઉપરથી માર્યાં જુતા.
—આંખ.

૮

નાડ વિષે ધબકાર હજુ છે નવચેતન થઈને જાગો,
ભાગ્યબળે એક જોગી જડયો છે આંખી કરી જડતા ત્યાગો.
—આંખ.

—હંસ.

## ૭૦. પંજાબના અત્યાચારો

પંજાબના ઇતિહાસને દઈ કાન સુણજો હે વીરા,
એ દુઃખથી છાતી ચીરાશે ફાટશે વ્હાલી ધરા. પંજાબ.

ફાટી જશે પથ્થર અને વળી વૃક્ષ તુટશે મૂળથી,
રોશે જગતના માનવી પંજાબના દુઃખ સુખથી. પંજાબ.

પંજાબના પ્રેમી પનોતા પૂત કેસરી રંગમાં,
ખીલીશની જીત માટે જાનોને ડગારી જંગમાં. પંજાબ.

રીફુટને વળી લોનની વાતો દબાવી જોરથી,
લોકો દબાવ્યા બોલતા અધિકારીઓએ તોરથી. પંજાબ.

અવતાર માને લોક જેને હિંદીઓ પૂજા કરે,
જે માટ ગરદન હિંદીઓ સૌ પ્રેમથી આગળ ધરે. પંજાબ.

જેની ભૂમિ સેવા વિષે કીર્તિ ઉડી રહી આભમાં,
તે વીર ટિળક ગાંધીને બંધી કરી પંજાબમાં. પંજાબ.

× × ×

ખાટ[1] પાયાની નીચે પંજા દબાવ્યા જોરમાં,
કંઇ આઠને ખારે ચઢાવ્યા જુલ્મ કીધો તોરમાં. પંજાબ.

× × ×

કર્મો કર્યાં કાળાં કસાઇ દ્વેષને દિલમાં ધરી,
હાથમાં ખોસ્યા ખીલા ઢીલા[2] કર્યા ઉભા કરી. પંજાબ.

ચોપડી ચૂનો મુખે સાધુ તણે શિક્ષા કરી,
ઉભા કર્યા કંઈ [3]ધૂપમાં આ જુલ્મ જોશે શ્રીહરી. પંજાબ.

---

૧ ખાટલાના,૨ નરમ, ૩ તાપમાં.

કર્મો થયાં કુર્ડાં બહુ છાજે નહિ આ કાગને,
હદપાર કાઢયા માનીતા તે ફ્રીચન્દ્ર સત્યપાલને. પંજાબ.

હરકીશન દુનીચંદ જેવા બહુ રથી ને મહારથી,
તે ચૌધરી સમ કેસરી કેદી કીધા અધિકારથી. પંજાબ.

પેટે રગડાવ્યા લોકને દંડો ચલાવ્યો ત્યાં બહુ,
કહેતાં હૃદય કંપે ઘણું જુલ્મ ગણે હું શું કહું. પંજાબ.

નાકે લીસોટા ખેંચવ્યા ભૂમિ પરે લોકો થકી,
અધિકારીઓના જુલમનો તો જવાબ લેશે એ[4] નકી. પંજાબ.

માન મરજી વિણુ સલામો લોક પાસેથી લીધી,
મારી ઉપરથી ચાબખો ને બોલીની[5] બંધી કીધી. પંજાબ.

હાથ પગ બાંધ્યા જનોના સ્થંભ કે કંઈ સાથમાં,
ફુચા દીધા કંઇ લોકને અંગાર આપ્યા હાથમાં. પંજાબ.

× × ×

મસજીદના ઇમામનું અપમાન ખેંચી દાઢીને,
નિજ પુત્રનું આ દુઃખ કેવું કારમું છે માડીને. પંજાબ.

---

૪ શ્રીહરિ, ૫ સલામી,

ધામધૂમમાંથી કાંઇકને [૧]ઉભા કર્યા ફેરોપરે,
બહુ દુર રાખો પેટી જેથી પાય વચ્ચે ના ચીરે. પંજાબ

નિ:શસ્ત્રને નિર્દોષપર ગોળી ચલાવી ડાયરે,
કતલ કર્યા હિન્દી હજારો હાય! ભારત હાયરે! પંજાબ.

જલીઆનવાળા બાગ આજે કાશી ને મક્કા થયું,
તે જુલ્મીઓના જુલ્મથી અંગ્રેજનું પાણી ગયું. પંજાબ.

જે માતના પુત્રે ખરી સંકટ સમે સેવા કરી,
તે હિન્દમાતાના જીગરમાં ખેંચી અરે જુલ્મી છુરી. પંજાબ.

કહેતા હતા જુલ્મી ઘણા ગઝની મુગલ પેશ્વાતણા,
પણ આજના ઇતિહાસમાં શું જુલ્મની ગણી મણા પંજાબ.

—વામન શુક્લ.મ.

---

૧ બે પેટી પર.

# ૭૧. રૂડો મારો રેંટીયો

રૂડો મારો રેંટીયો, એતો રણુજણુ રણુજણુ થાય. રૂડો મારો

એતો બત્રીશ લક્ષણો, એના ગુણ ગુરૂજન ગાય;
જગત હરત કલાતણાં, રે ત્યાં દૃશ્ય અનેરાં થાય. રૂડો મારો.

પ્રથમ પ્રભુ જગદીશ છે, બીજો પ્રભૂ ખેડુત;
ત્રીજો મારો રેંટીયોરે, જેને હાથ જગત [1]સુત. રૂડો મારો.

એને સુતર તાંતણે, બાંધ્યા રવી ને [2]સોમ;
એ વિભૂના વાદ્ય મારે, ઉઠે નિત્ય અનાહત ઓમ. રૂડો મારો.

ઇશની કારીગીરીનું, એ પ્રથમ એંધાણ;
એ જીવન ધનવતરીરે[4] એને હાથ હજારોના પ્રાણ. રૂડો મારો.

—હંસ.

---

૧ સુતર, ૨ સૂર્ય–ચન્દ્ર, ૩, ગાવા બજાવાનું વાજીંત્ર, ૪ દેવલોકોનો વેદ.

## ૭૨. રૂડો રંગીલો રેંટીયો

રૂડો રંગીલો મારો રેંટીયોરે બેન,
જાણે નાનીશી નાજુક મીલ જો;
ગાતી પ્રભુજીના પારણારે બેન,
કાંતુ પરોઢી દીસ જો. રૂડો રંગીલો.

આઘરે સુતારીએ[1] ઘડી દીધોરે બેન,
એનો એ મોટો ઉપકાર જો;
જુવાનીને એ જગાવેરે બેન,
વૃદ્ધાનો આધાર જો. રૂડો રંગીલો.

કાંતુ ઝીણું ને ભરૂં કોકડારે બેન,
થાય સફળ નવરાશ જો;
દેવે દીધોરે દી કાઢણોરે[2] બેન,
આવે હૈયામાં હામ જો. રૂડો રંગીલો.

---

૧ સુતારે, ૨ દિવસ ખૂટાડનાર,

રંકને આપે રોટલોરે બેન,
ઢંકે ઉઘડાં અંગ જો,
શ્રીમંતને પરમાર્થ શીખવેરે બેન,
વળી વધારે ઉમંગ જો ફરો રંગીલો.

આંખને એ અતિ તેજરેરે બેન,
હાથ બને હોંશિયાર જો;
વિધવાને એ ધન નીરડોરે[3] બેન,
સધવાને સ્વર્ગ નીસરણ[4] જો. ફરો રંગીલો.

દુઃખિને બહુ શીંગી કરેરે બેન,
શ્રમ દમ શીખવનાર જો;
એવો મધુર સુર ઉચ્ચરેરે બેન,
જાણે જગપતિનો જણકાર[5] જો. ફરો રંગીલો.

દેશ તણોરે એ દીવડોરે બેન,
ઘર તણો શણગાર જો;
સતયુગનું સંભારણુંરે બેન,
પુણ્ય પુગાણું શણગાર જો. ફરો રંગીલો.

---

૩ નદી કિનાર રેતમાં ખોદેલું પાણીનું ખાબોચીઉં, ૪ નિસરણી,
૫ પ્રભુનું સંગીતું વાન

જેની દીવેટ દેવ દીવડેરે બેન,
એના હરી પટકુળ[૬] જો;

પ્હેલાં પ્હેરાવું મારા દેવનેરે બેન,
વરસાવે આશીષ ફુલ જો. રૂડો રંગીલો.

ઇશ્વર અમારા રેંટીયારે બેન,
મંડાવજો ઘેરે ઘેર જો;

મોહન[૭] મનથી નહિ મુકેરે બેન,
નાથા ઉઘાડાની મ્હેર[૮] જો. રૂડો રંગીલો.

—હુંસ.

---

## ૭૩. મ્હારો રેંટીયો.

---

ધીરો ધીરો ચાલેરે,
મીઠો મીઠો ગાજેરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

---

૬ વાઘા, ૭ કૃષ્ણ અને મોહનદાસ ગાંધી, ૮ દયા.

એ રેંટીયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર;
ધીરો ધીરો ચાલેરે.

ત્રાક રૂડી, પંખા રૂડા, ઉજ્જ્વળ એનો નાદ;
ઉજ્જ્વળ પુણી ઓપતી, ઉજ્જ્વળ મ્હારા હાથ;

દેશે મ્હારા દેશને,
ઉજ્જ્વળ ઉજ્જ્વળ સાથ;

દુઃખો સહુ હરતોરે,
નિર્ભયપણે ફરતોરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

દયા ક્ષમા ને દીનતા, ત્રણુનો કાંત્યો તાર;
સુંદર રંગે શોભતો, દે સુખ તેહ અપાર;
મમ દુઃખીઆનો દિલાસોરે,
વિપત્તિનો વિસામોરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

આ રેંટીયાથી, નિપજે સુંદર ખાદી રાજ;
આ રાજે રાજે, સ્વરાજ આવે છે પાસ;
ધીરો ધીરો ચાલેરે,
મીઠો મીઠો ગાજેરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

—મનોહર.

## ૭૪. વહાલો રેંટીયો

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે;

વહાલો મારો રેંટીયો હોજી.

જેના ગુંજનમાં રામ કેરાં નામ :
જીવન કેરી શક્તિરે, જન્મભૂમિની ભક્તિરે;

એતો એકજ રેંટીયો હોજી.

શ્રદ્ધા ને એકાગ્રતા સંયમશક્તિ વિશેષ;
ધૈર્ય, ચિવટ ને શાન્તિના, આપે જે ગુણ બેશ.

જડને ચેતન કરનારે :
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

પરદેશી પરતંત્રતા, તોડે પગની બાંધ;
દે આર્થિક સ્વતંત્રતા, ભાંગી ભુખની ભાવ.

નિર્ધનીઆંનો બેલીરે :
એનો એકજ રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

સુતર કેરે તાતણે, સહજે મળે સ્વરાજ.
જેના બળથી હિંદના, સુધરે સઘળા કાજ.

રૂપાળો રઢીઆળો રે:
વહાલો મારો રેંટીયો હોજી–સ્વતંત્રતાની૦

સુદર્શન ચક્કર સમું, સર્વ શક્તિનું પુર;
જેમાં ગૂઢ રીતે ભર્યું, સો સુરજનું નૂર.

એવો પ્રૌઢ પ્રતાપીરે:
વહાલો મારો રેંટીયો હોજી–સ્વતંત્રતાની૦

ઓજન કેરા શિયળની, રક્ષાનો કરનાર;
યોદ્ધાને અવકાશમાં, છે શાન્તિ દેનાર.

એવો અમાપ ગુણિયલરે :
એતો એકજ રેંટીયો હોજી.

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે;
વહાલો મારો રેંટીયો હોજી.

—સીતારામ શર્મા.

---

## ૭૫. આરતી

જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ;
ગુણ તારા નિત્ય ગાઇ, નમીએ ચરણ ચૂમિ.
જય જય માતૃભૂમિ.

તુજ કિરીટ[1] સ્વરૂપ, નંદનવન રાજે–મા નંદન૦
ભાન પ્રેરે તારા, શીખ પ્રજા છાજે.
જય જય માતૃભૂમિ.

ક્ષત્રિય વીરનો વાસ, ઉભરે ઉર ક્ષેત્રે[2]–મા ઉભરે૦
સદૈવ તારે કાજે, પડતા રણક્ષેત્રે.
જય જય માતૃભૂમિ.

તુજ કેશાવનિ રૂપ, હીમગિરિ શોભે–મા હીમગિરિ૦
વિશ્વે અતિ વખણાઇ, જગનાં મન લોભે.
જય જય માતૃભૂમિ.

બંગ અને ગુજરાત, બેનડીએ તપનાં–મા બેનડીએ૦
સાહિત્યે, વિજ્ઞાને, સહુ પહેલાં ધપતાં.
જય જય માતૃભૂમિ.

સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, મત્ત રૂપ તારાં–મા સત્ત૦
ઉદ્યોગે, વ્યાપારે, સૌન્દર્યે સ.રા.
જય જય માતૃભૂમિ.

---

૧ તાજ, ૨ રાજપૂતાના,

મહારાષ્ટ્ર, મદ્રાસ, દ્રંદ્ર[૩] ઉદયગામી[૪]—મા દ્રંદ્ર૦
સબળ, શ્રેષ્ઠ બુદ્ધિયુત્, સ્થંભ જોડ જાૂમી.
જય જય માતૃભૂમિ૦

હૈયે હાર સ્વરૂપ, ગંગા ને યમુના—મા ગંગા૦
કટી[૫] આભૂષણુ જેવા, આબુ, વિંધ્ય ભલા.
જય જય માતૃભૂમિ.

અમાપ અર્ણવ નીર[૬] તુજ ચરણો ધોતા—મા તુજ૦
શુભ શિરછત્ર સ્વરૂપે, ગિરિરાજે સ્હોના.
જય જય માતૃભૂમિ.

સુજલાં સુફલાં માત ! સુધર્મની ધાત્રા[૭]—મા સુધર્મ૦
હજીએ તું એની એ છે જગને ખાત્રી.
જય જય માતૃભૂમિ.

અહી પ્રતિજ્ઞા આજ, તુજ મુક્તિ માટે—મા તુજ૦
સ્વરાજ્ય મંત્રો જપશું, સહુ શિરને સાટે.
જય જય માતૃભૂમિ.

—સીતારામ શર્મા.

---

૩ જોડ, ૪ ઉદય પંથે ગમન કરનાર, ૫ કેડના, ૬ હિન્દી મહાસાગરનાં ૭ ધાત્ર-મા ॥

# परिशिष्ट क



## ૧. ભારતદેશ+

---

જગમાં સ્વર્ગ અમારો દેશ.
ભારતનું શુભ નામજ લેતાં,
ઉપજે પ્રેમ વિશેષ. જગમાં.

નિર્મળ નીર વહે ગંગાનું,
પીતાં જાય કલેશ;
દાતા કર્ણ સમાન થયા,
ગુણ ગાય સદાય સુરેશ. જગમાં.

હિમગઢ ઉપર રક્ષા કરવા,
નિશદિન વસે મહેશ;
દક્ષિણ દિશમાં સ્વર્ગ ભૂમીનું,
રક્ષણ કરે રમેશ. જગમાં.

---

+ જુઓ પૃષ્ઠ ૩૩.

જગ દુઃખ હરવા જગન્નાથપુરીમાં,
વસતા શ્રી જગદેશ;
પશ્ચિમમાં મનમોહન મૂર્તિ,
નંદ કુંવર ઋષિ કેશ. જગમાં.

જગસુખ માટે પરબ્રહ્મ પ્રગટયા,
જ્યાં શ્રી અવધેશ;
ૐકાર વર્ણવે શું મહિમા,
પાર ન પામે શેષ. જગમાં.

—ૐકારનાથ.

---

## ૨. ભારત છે સ્વદેશ

---

અમારો આ ભારત છે સ્વદેશ.
ત્રિવેણી સંગમ તાપી નર્મદ,
ચેતન પૂર્ણ પ્રદેશ. અમારો.

પ્રણવ સ્વરૂપ પ્રેમાર્ણવ જ્યોતિ,
બહુ દિશ છે વરુણેશ;
હીમાચળ ઉત્તર દિશ મધ્યે,
જનની શાન્ત નિર્દેશ. અમારો.

અખંડ અવિચળ અદ્વૈત જ્યોતિ,
નિશાપતિ ને દિનેશ;
માત ઉછંગે તેત્રીશ કોટી,
દેવ રમે દરહમેશ અમારો.

જ્ઞાનાંજનમય નિજરૂપ દર્શન,
ભેદ ન જ્યાં લવલેશ;
હિંદુ મુસલમીન યવન પારશિ,
પય પીતા અસુરેશ. અમારો.

રત્ન સમું નિજ હદ રવિકુલ છે,
મણીસમ શશી વશેશ;
ચિંતામણીમય બ્રાહ્મણ નિવસીત,
ધન્ય જનુની મમ દેશ. અમારો.

જનની પરાધીન મેહેલે વસીયા,
મેહેર ધર્મ વિશેષ;
અર્થ દાસ અરૂ કામ લાલાજી,
મોક્ષ ગાંધી જ્ઞાનેશ. અમારો.

બ્રહ્મીભૂત ટીલક અંતરીક્ષે,
દેતા અમી ઉપદેશ;
Cત્તિષ્ટત જાગ્રત જન સેવો,
હૃદય Cજ્ઞતિ દેશ. અમારો.

સર્વે દિશથી સ્વતંત્ર રહેવા,
સ્વમાત્ સેવક વેપ;
સ્વમાન જાણી સહનશીલતા,
અહિંસામય ઉદ્દેશ. અમારો.

અન્યનતા એ અસહકારને,
જાણો દઢ હૃદયેશ;
પૂર્ણ વિનાયક નિજ સામ્રાજ્યે,
સ્વરાજ્ય એ અવશેષ. અમારો.

—પૂર્ણાનંદ.

## ૩. મેરા વતન વોહી હય+

ન્હતી જહાંપે ગંગા જમુનાકી સ્વચ્છ ધારા,
ઋષિયોંને જિસકે તટપર ઇશ્વરકા થા વિચારા;
પૈદા હુએ જહાંપર શંકર સે બ્રહ્મચારી,
વિદ્યા કે બલકે જિસકે માને હૈ સૃષ્ટિ સારી;
મેરા વતન વોહી હય મેરા વતન વોહી હય.

સિયારામકી હો ભક્તિ તુલસીકા હો દૈવી ગાના,
હુએ મૂરલી યહીં પર જીન કૃષ્ણ યશ બખાના;
ભારતકી ગોદ ખેલે બડે શૂરવીર ભાઇ,
રણભૂમિમેં જિન્હોને થી વીરતા દિખાઇ;
મેરા વતન વોહી હય મેરા વતન વોહી હય.

હૈ સત્ય યહ સંદેશા કુછ દુઃખ નહિ રહેંગે,
સબ ભારતીય મિલકર પ્રસન્ન હો કહેંગે;
ભારત વતન હમારા ભારત વતન હમારા,
મેરા વતન વોહી હૈ મેરા વતન વોહી હૈ.

---

+ જુઓ પૃષ્ઠ ૫૭

## ૪. ખાકે હિન્દ*

[ ૧ ]

અય હિન્દભૂમિ તારો મહિમા દિગન્ત ગાજે,
રેલી અમીનિધિ કૈં કુદરત તને નવાજે;
તુજ ભાલપટ સનાતન સૌન્દર્ય તેજ રાજે,
જોડી જગે નીરખતાં તારી જડે ન આજે;
પ્રતિ પ્રાતઃ બાલભાનુ તુજ આરતિ ઉતારે,
હિમાદ્રિ કેશ તારા કિરણો થકી સમારે.

[ ૨ ]

સંસ્કૃતિ—પૂર અહિંથી ફેલ્યાં દિશાએ ચારે,
ચીન અર્બને કિનારે ચેતન અજબ પ્રસારે;
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ રહાઈ, દોરે ભુલ્યાંને દ્વારે;
ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિન્દઆંગણું રેલી ઉષા પુરાની.

[ ૩ ]

પુરાણું દેવભૂમિ કીધ ગૌતમે મશાલી,
તજી દેશ સદમદે નિજ અહીં દેહને પ્રજાળી;

* જુઓ પૃષ્ઠ ૬૪

પોષી પ્રભાત્વ પીને કે અકધરે ઉજાળી,
સિંચી રવિરે શાણે સુરવાડી આ રસાળી;
આ ભૂમિની સમાધે શૂરવીર સૌ રહ્યા છે,
ખ ડેર અસ્થિ જેનાં આમ અણુમૂલી મતાટે.

[ ૪ ]

ખડેર જીર્ણ એ કે શૂરકીર્તિ હજી કહે છે,
જેનાં અમારી રગ રગ ઉન્હા રુધિર વહે છે;
દેવો અહીં વિમાને હજી એ ધ્વનિ શ્રવે છે,
એ કીર્તિ ઘોષ હજીયે આમ કાનમાં રવે છે;
દ્દરિમર શું ન દાખે કંઇ સ્વર્ગરંગ હજીયે ?
વહતી શુ ન પ્રતાપી પુનિત ગંગ હજીયે ?

[ ૫ ]

માધુર્ય ને મૃદુતા એનાંએ ફૂલ ફળોમાં,
કરતા કલા કલાપી આજે યે જંગલોમાં;
ઘન વીજના કડાકા એના એ વાદળોમાં,
પણ વ્યાપી રહી શિથિલતા આમ દિલની ચમત્કારોમાં;
એની એ સંસ્કૃતિ કે દેની પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ, વ્હાલો વિનાશ અમને.

[ ૬ ]

વરસોથી વામ વિધિઃ પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પટે ભુંસાઇ જે જે સ્મૃતિ અમારી:

પૂરી થઇ હજી જરી નહિ ધન નિન્દ જે અભારી,
શમ રામ ફેન વિનાની ભૂમિ હિન્દ જે અભાગી;

જેનાં ખૂબાં ખજાના ઉલટા વહી રહ્યા છે,
ક્રમભાગ્ય વારસો કૈં ગાફેલ સુઇ રહ્યા છે.

[ ૭ ]

વિભુ! દેશપ્રેમજ્યોતિ, હદ થઇ, હવે જગાવે,
ભૂલ્યા બધિર કાનોમાં મંત્ર કંઇ સુણાવો;

ચેતનવિહીન ખોખાંઃ ચેતન અજબ સ્ફુરાવો,
આ ભસ્મરાશિમાંથી ચીણગારી કંઇ ઉડાવો;

વ્હાલું વતન સમાયે, નયનોમાં તાર થઇને,
શિરમાં ખુમારી થઇને, દિલમાં કરાર થઇને.

[ ૮ ]

ફુલબાગ શોખીનોને ફુલથી લગન મુબારક!
રંગે રસિક જનને રસનાં ઝીલન મુબારક!

બુલબુલને ગુલ મુબારક! ગુલને ચમન મુબારક!
બેની વિનાના અમને વ્હાલું વતન મુબારક!

નન્દનવને આ ખીલશે અમ ઉરપ્રફુલ્લ કળીશું!
જે જનની અંક ઝુલ્યા તે અંકમાં ઢળીશું!

[ ૯ ]

ભોજન ભૂખ્યાંને: અમને વ્હાલા છે નૂર વતનનાં,
નયનોની રોશની એ, સુખ સત્ય એ જીવનનાં;

જળહળ ઝગે છે જ્યોતિ રગરગ એ પ્રેમઅગનનાં
વ્હાલા કુસુમસમ છે કાંટા યે આ ચમનનાં;

છે ચર્ણધૂલિ જેની અમ ભસ્મ–લેપ તનને,
મરીને અરે! ચલીશું પ્યારા વતન–કફનને.

---

## ૯. જય સ્વદેશ! જય સ્વરાજ્ય!*

---

જય સ્વદેશ!
જય સ્વરાજ્ય!
જય પ્રભુ! પ્રજા સમાજ!
જય સ્વદેશ! જય સ્વરાજ્ય!

ઉજ્જ્વલ પરમાત્મ રાજન:
સર્વ દિન ભર્યું સામ્રાજ્ય:

---

* જુઓ પૃષ્ઠ ૧૫૮

સ્વેચ્છાનું સ્વસ્થ રાજ્ય !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

અંતરે એકજ અવાજઃ
એક આદેશ એક સાધ્યઃ

જન્મ દેશ ઇચ્છિત તાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

દેશ દાઝઃ દેશ કાજઃ
દેશ બંધુતાની લાજઃ

પ્રેરો પ્રભુ દેશ આજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

જય પ્રભુ ! પ્રજા ! સમાજ :
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય :

—સલિલ.

---

## 6. The Poet and Liberty*



The Poet—"Thy Birthplace—
where, young Liberty ?"
Liberty—"In graves, 'mid heroes' ashes."
The Poet— "Thy Dwelling—where,
sweet Liberty ?"
Liberty—"In hearts, where free
blood dashes."
The Poet—"Thy best hope—where,
dear Liberty ?"
Liberty—"In fast upwinging time."
The Poet—'Thy first strength—
where, proud Liberty ?"
Liberty—"In thine oppressors' crime."
The Poet—"Thy safety-where, stray
Liberty ?"
Liberty—"In lands where discords
cease."

---

* જુઓ પૃષ્ઠ ૪૩

The Poet—" Thy glory—where,
bright Liberty ?"
Liberty—" In Universal peace. "

—Ernest Jones.

---

## 7. The Nation's Task

---

For Centuries the Nation's
millions slept;
At last they wake, they see,
they cry;—
" Freedom must be saved or Orient's
ancient Nations die."

From cities and hamlets and
hoary hermitages,
From fiery Mussulmans and
mild men of the Aryan Race,
Comes Freedom's cry with new
devotion to India's cause

It is the cry of Comrades who
forget the feuds of yesterday
And stand together for Faith
and Fatherland.

This cry is the message of
India's long exile;
This cry is the speech of her
sorrows, her nights of pain.
Not ours only, the cry hath come
from the great God-heart;
I hear it in birds and flowers
and trees,
In the Sindhu immortal and
the surge of the Sea;
I read it in the Star that gazes
with golden eye,
And sing it at the Master's feet—
"Freedom must be saved or
Orient's ancient Nations die.'

Freedom's Flag they bore and
lifted high,—

Socrates and Jesus and St.
Joan of Arc,
And Mahomed the Praised,
and Mazzini, Mansar,
And many more-God's Rebels—
in East and West.
With bleeding hearts they bore it
on the world's rough road,
Silent in the midst of lies,
Calm in the midst of tumult,
strong under every strain,
And worshipping the Beautiful
in bitter struggle and pain.

'Tis the Banner of the Immortals!
It calls us through the din and
the dark of to-day;
It calls us to prove our manhood
in the strength of the Pure
and the Meek!
It calls us to a new consecration,
To make life an oblation,
To seek not greatness but the
Service of the Nation.

To adore Allah the Merciful
midst struggle and strife;
So may the people enter into
Freedom and Life.

—T. L. VASVANI.

---

## 8. Teach us how to Die

---

Every wrong that in them smarts,
God, we enter our last fight;
Thou dost see our cause is right;
Make us march now in Thy sight

On to victory.

Let us not Thy wrath deserve
In the sacred cause we serve,
Let us not from danger swerve,

Teach us how to die.

Death for some is in reserve
Before our flag can fly
All the agony of years,
All the horrors, all the fears,
Martyrs' blood, survivers' tears;

Now we offer Thee.

As an endless holocaust
For the freedom we have lost,
God restore it, tho" the cost
Greater still must be,
Let Thy grace attend our host,

Give us victory.

See, we open our own hearts,
Every wrong that in them smarts,
Every secret pain that starts,

We, too, offer Thee.

Every dearest hope's decease,
Every fear that rocks our peace,
Every cross with pain's increase,

Burthened tho' we be,
Sacrifice that shall not cease
Till our land be free.

Thou holdest freedom in Thy hand,
Thou canst liberate our land,
Hear us, yield our one demand–

Ireland's liberty.

We ask not her chains to rive
And the sacred deed survive,
That we may rejoice alive

In her victory.

We but ask that she shall thrive,
And rest our fate with Thee
We know not what must befall
Marching at our country's call;
Make us strong who must yield all

That she may not die.

Those who will survive the fight,
Still attend them with Thy Light,
Then our hope in darkest night,

Then our guardian be—
And hold our dear land in Thy sight
Erect, firm and free.

—Terence MacSwiney.

———

# परिशिष्ट ख



## વર્ષવાર અનુક્રમણિકા

[ બાકીનાં ગીતોની તારીખ મળી શકી નથી. ]

# શુદ્ધિપત્ર

| પાનું | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૪ | ઘૌત | ધૌત |
| ૧૯ | — | ૩૧ બેસી, ૩૩ આનંદ, | ૩૬ બેસી, ૩૭ આનંદ, |
| ૩૫ | ૮ | બદરગ | બદરંગ |
| ૩૫ | ૯ | સસાર | સંસાર |
| ૩૯ | ૮ | સહન હ | સહન હૈ |
| ૪૨ | — | ૯ ખડ ચું, | ૯ ખડકું |
| ૪૪ | ૧ | માતમ હ; | માતમ હૈ; |
| ૪૬ | ૩ | ધ્યાન મે' | ધ્યાન મેં |
| ૪૬ | ૧૦ | મેહમાન | મેહમાં |
| ૫૩ | — | — | ૧૬ જેલમ, |
| ૫૩ | ૩ | રામ દેશ્ | રામ દે૧૯ |
| ૫૭ | — | ૬ છેડો, | ૬ છેડો, |
| ૫૮ | — | નુર | નુહ |
| ૫૯ | ૨ | ગુલસિતાં | ગુલિસતાં |
| ૬૨ | ૨ | મરે | મેરે |
| ૬૬ | ૧ | ઊઠ અ | ઊઠ ઐ |
| ૬૮ | ૯ | રહા હ | રહા હૈ |
| ૧૦૦ | ૧૩ | સાગરતીય | સાગરતીર્થ |
| ૧૦૫ | ૧૦ | દિશદિશમં | દિશદિશમાં |
| ૧૦૬ | ૧૨ | એ | ઓ |



| | | | |
|---|---|---|---|
| ૧૦૬ | ૧૨ | | નથી રૂધિર૩ રેલવવાં કોનાં, |
| ૧૦૬ | ૧૩ | કરવા | કરવાં |
| ૧૧૧ | ૧૨ | શુ | શુ |
| ૧૨૦ | ૭ | સ્વેસ્વ | સર્વસ્વ |
| ૧૩૦ | | ૧૪. જનની સેવન | ૧૫. જનની સેવન |
| ૧૩૬ | ૧૧ | કુતુક | કુતુક[3] |
| ૧૩૯ | ૭ | રહેતું | રહેતું |
| ૧૪૧ | — | ૧ અંગાશ, | ૧ અંગારા, |
| ૧૫૧ | ૧ | જીવતા | જીતવા |
| ૧૫૧ | ૯ | પરસિદ્ધ, નિજ | પરસિદ્ધ, રહ્યો નિજ, |
| ૧૫૨ | ૧૬ | અખડિત | અખંડિત |
| ૧૮૩ | છેલ્લી | નથા | નથી |
| ૧૯૧ | ૧ | હનુ ાન | હનુમાન |
| ૧૯૭ | ૩ | ભરતનુ | ભારતનુ |
| ૧૯૯ | ૩ | ઉચા | ઉંચાં |
| ૨૦૯ | ૧૨ | અંલબેલડી | અલબેલડી |
| ૨૨૨ | ૨ | પરદશી | પરદેશી |
| ૨૨૭ | ૧૦ | ઇતિહામમા | ઇતિહાસમા |
| ૨૨૮ | ૯ | ધનવતરી | ધનવંતરી |
| ૨૨૯ | ૯ | કોકડા | કોકડાં |
| ૨૩૦ | ૨ | ઉઘાડા | ઉઘાડાં |
| ૨૩૪ | ૫ | પ્રોઢ | પ્રૌઢ |

# અમારાં પુસ્તકો

૧ હિન્દ સ્વરાજ્ય

એક સત્યવીરની આત્મકથા અને સર્વોદય

લેખક: મહાત્મા મોહનદાસ ક. ગાંધી ૦—૮—૦

૨ કારાવાસ કહાણી, વ્યાખ્યાનો, પત્રો અને લેખો.

લેખક: શ્રી અરવિન્દ ઘોષ ૦—૧૦—૦

૩ સત્યાગ્રહીના સ્વાતંત્ર્યમંત્રો ૦—૦—૩

૪ લાલા લાભસિંગ ૦—૩—૦

૫ ગુલામ જીલાની ૦—૨—૦

૬ ઇજીપ્તનો અસહકાર ૦—૧—૬

૭ અમૃતસરની વીરાંગના ૦—૧—૦

૮ પંજાબના અત્યાચારો ૦—૧—૦

૯ કાયદાની સામે થવાની ફરજ ૦—૧—૦

પ્રકાશક: ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક,

રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય—અમદાવાદ